# આજ લેખિકાનાં બીજાં પુસ્તકો

* શુગરાવણને પગલે પગલે
* ઊગતા છોડ (વાર્તાસંગ્રહ)

## હવે પછી—

### જીવનકથાઓ

* એંગલ્સ
* સ્તાલીન
* માઉ ત્સે તુગ

### નવલકથાઓ

* જમકુ-જમની-યમુનાદેવી
* પાકિસ્તાનમાં રેખા

### વિવેચન ગ્રંથ

વેશ્યા અને વિજ્ઞાન

# અનુક્રમ

# ૧ બાળપણ

અહીંથી દૂર દૂર યૂરોપખંડમાં જર્મની નામનો દેશ છે. નકશામાં જોયો છે ને? બચુએ વણેલી વાંકીચૂંકી રોટલી યૂરોપની વચ્ચોવચ્ચ મૂકી દઈએ તો કેવી લાગે? બરાબર એવો જ જર્મનીનો ઘાટ છે. એ દેશમાં હાઈનલેંડ નામનો પ્રાંત છે અને એ પ્રાંતનું પાટનગર છે ત્રીર.

આ ત્રીર શહેરમાં આજથી ૧૩૨ વરસ પહેલાં એક યહુદી વકીલ વસતા હતા. તેમનું નામ હેત્રીક માર્ક્સ અને તેમની પત્નીનું નામ હતું હેત્રીએટ્ટા. બન્ને મોટમોટા રેબી કુળોના વંશજ હતા. રેબી એટલે કોણ, ખબર છે? યહુદીઓના વડા ધર્મગુરુ.

સાધારણ રીતે તો આવું કુટુંબ ચુસ્ત મરજાદી હોવું જોઈએ. પરંતુ હેત્રીક માર્ક્સ તેવા નહોતા. તેમને સનાતની ધર્મની સાંકડી રૂઢિઓ પસંદ નહોતી. યહુદી લોકો નવા નવા વિચારોથી દૂર ભાગતા, એ વાત તેમને સતત ખટક્યા કરતી. તે પોતે તત્કાલીન સંસ્કાર ચળવળોમાં અચૂક રસ લેતા.

તેમના અણગમાનું બીજું પણ એક કારણ હતું. ત્યાંના આગેવાન યહુદીઓ ધીરધારનો ધંધો કરી લેણા-

પેટે સેંકડો કિસાનોની જમીનો પચાવી પાડતા, ને વિધવાઓને રોવડાવતા. પરિણામે સર્વસાધારણ જર્મન જનતાને યહુદીઓ પ્રત્યે ચીડ ચડે એ સ્વાભાવિક હતું. હવે, બે બિલાડીઓને લડાવી વાંદરો કેવી રીતે રોટલી ખાઇ ગયો, એ વાત તો તમે સાંભળી છે ને? તેવી જ રીતે જર્મનીના રાજાએ યહુદીઓ પર દમન ચલાવી જર્મન ક્રિશ્ચિઅનો અને યહુદીઓ વચ્ચે ફૂટ પાડી. પ્રજાના બે વિભાગોને આપસમાં લડાવીને રાજાએ સમસ્ત જર્મન પ્રજા પર પોતાની પકડ મજબૂત બનાવી.

આ રાજરમતને પ્રતાપે, સાધારણ સંસ્કારપ્રેમી યહુદીનું જીવન અશક્ય બની ગયું. એક યહુદી કવિ સહેલાઇથી સન્માન મેળવી ન શકતો. યહુદી શિક્ષકો અને વકીલો પણ હડધૂત થવા લાગ્યા. સામાન્ય જાહેર જીવનના દરવાજા તેમને માટે બંધ થયા.

અમુક જાતભાઈઓની ગેરવર્તણૂકને લીધે પ્રજામાં કોપ જાગે અને તેના તણખા પોતાના કુટુંબને પણ દઝાડે એ વાત હેન્રીક માર્ક્સને ગળે ન ઊતરી. આપણે ત્યાં જેમ જૂનવાણી પ્રથાઓથી કંટાળીને કેટલાંક લોકોએ બ્રાહ્મો સમાજ અપનાવ્યો હતો, તેવી જ રીતે સન ૧૮૨૮માં માર્ક્સ કુટુંબે ક્રિશ્ચિઅન પંથ સ્વીકાર્યો.

હેન્રીક અને હેન્રીએટ્ટા એકબીજાને બહુ જ ચાહતા. તેમના ઠરેલ જીવનપટમાં પ્રેમળ પ્રવાહ એકધારો વહ્યા

કરતો. વકીલ પતિના વિદ્વાન મિત્રોની ચર્ચાઓમાં હેન્રી· એટ્ટા બહુ રસ ન લેતી, છતાં તેમની પરોણાગતમાં એ મશગૂલ રહેતી.

એવા સંસ્કારી કુટુંબમાં તા. ૫મી મે ૧૮૧૮ ને દિન કાર્લ માર્ક્સનો જન્મ થયો.

કાર્લને ત્રણ બહેનો હતી–સોફી, એમીલી અને લુઈઆ. એકનો એક ભાઇ, બહેનોને આંખની કીકી જેવો વહાલો લાગતો. કાર્લને તેની મોટી બહેન સોફી પર તો ખાસ હેત હતું.

સમજુ મા–બાપ ઘરનું વાતાવરણ કજીઆકંકાસથી મુક્ત રહે તેની કાળજી રાખતા. બાળકો દેખતાં તેમની વચ્ચે કદી ય ટપાટપી ન થતી. આ સમરસ જીવનની મીઠી અસર બાળકોના સ્વભાવ પર પડયા વિના રહી નહિ.

કાર્લની બુદ્ધિનું તેજ જોઇને વકીલ સાહેબ ફૂલ્યા ન સમાતા. કોઇ વાર છાને ખૂણે તે પત્નીને કહેતા, 'કાર્લ મોટો થઇને માનવજાતિને ઉપયોગી કામો કરે તો કેવું સારું !'

'એ તો કરશે જ ને ! આપણો કાર્લ તો બત્રીસ લક્ષણો છે. એ જે કામ હાથમાં લેશે, તેને પાર પાડ્યા વિના નહિ રહે.' મગરૂર માતા ટહુકો કરતી.

પુત્રને જોઇ મા–બાપની છાતી ગજગજ ઉછળતી. પરંતુ ઘેર આવતા વિદ્વાન પરોણાઓ સામે બાળકોની આવડતનું

પ્રદર્શન કરવા જેટલો છીછરો પોરસ તેમનામાં ન હતો. તેથી બાળક કાર્લમાં ખોટો ઘમંડ પેસવા ન પામ્યો.

ઘર આંગણે ભણવામાં અને રમવામાં બાર વરસો, આંખના પલકારામાં વીતી ગયા. અને સન ૧૮૩૦ ના ઓક્ટોબર માસમાં કાર્લ ત્રીરની પાઠશાળામાં દાખલ થયો.



પાંચ વરસ પછીની વાત છે. સપ્ટેમ્બર માસ ચાલતો હતો. આજે, કાર્લનું મેટ્રીકનું પરિણામ બહાર પડવાનું હતું.

હેન્રીએટા ટેબલ પર નાસ્તો ગોઠવી રહી હતી. ત્યાં સોફી પોતાની બહેનપણી જેની વેસ્ટફાલન જોડે અંદર આવી.

'મા, હું આજે જેનીને આપણે ત્યાં નાસ્તો કરવા માટે લઈ આવી છું.' જેનીનો હાથ પકડીને અંદરના ઓરડા તરફ જતાં જતાં સોફી બોલી. 'બહુ સારું કર્યું', બેટા!' હેન્રીએટાએ હસીને કહ્યું અને જેની તરફ જોઇ પૂછયું, 'ઘરે બધા મજામાં છે ને ?'

'હા જી.' કુદરતી રીતે જ જેનીનો દરેક હાવભાવ મોહક લાગતો.

'કાર્લ હજી કેમ નહિ આવ્યો હોય ?' માતાએ ચિંતા કરી.

'આવતો જ હશે. હજી તો માંડ પરિણામ બહાર પડયું હશે.'

એમ બોલતાં બોલતાં સોફી જેનીને પોતાના ખંડમાં લઈ આવી અને આંખો નચાવીને બોલીઃ

'કાર્લ આવશે–પણ સિંહ બનીને કે શિયાળ ?'

જેનીના સુંદર મોં પર શરમના શેરડા પડયા. પણ તેની નીડર આંખો હસી ઊઠી, 'સિંહસ્તો વળી.' મોગરાની કળી જેવી ડોક ત્રાંસી કરીને જેનીએ જવાબ આપ્યો.

ત્રીરની રૂપરાણી તરીકે પંકાતી જેની ફોન વેસ્ટફાલન સોફીની જિગરજાન દોસ્ત હતી. સોફી અને જેની બંને કાર્લ કરતાં ચાર વરસે મોટા હતા. છતાં ય નાનપણથી જ આ ત્રિપુટી વચ્ચે કોઈ અગમ્ય મૈત્રી બંધાઇ ગઇ હતી.

'સાચું કહેજે જેની—' સોફીએ કપડાં બદલાવતાં બદલાવતાં પૂછયું, 'ત્રીર ભરના નબીરાઓ તારી પાછળ ગાંડાતૂર થયા છે. તું પાણી માગે તો દૂધ હાજર કરવા તૈયાર છે....'

'છિઃ છિઃ—મારે એ બધું નથી સાંભળવું.' જેનીએ છણકો કર્યો.

'વારુ, તો બીજી વાત કહે. અમારા કાર્લમાં તેં એવું શું જોઇ નાખ્યું છે કે તને એ નવાબજાદાઓ જોડે બોલવાની ય ફુરસદ મળતી નથી ?'

'એની પોલાદી ઇચ્છાશક્તિ.' જેનીના મધુર અવાજમાં શરમ અને મગરૂરી અજબ રીતે સેળભેળ થઇ ગયાં. 'કાર્લ જો ઝંઝાવાત જોડે બાથ ભીડે તો એમાં પણ જીત તો કાર્લની જ થવાની. સાચનું એને કામણ લાગ્યું છે. સત્યની શોધમાં એ કોઇને આડે આવવા દેશે નહિ.'

'ઓહો !....' સોફીએ વહાલથી ટીખળ કર્યું.

'આજે તારાથી હસાય એટલું હસી લેજે....' જેનીની પાતળી ભમ્મરો સંકોચાઈ ગઈ, 'પણ મારી વાત ખોટી પડે તો નામ બદલી આપીશ. એક દિવસ કાર્લ જરૂર સત્ય શોધી લાવશે. જોજે તું. ખોટા માનમરતબાની અંદર બદણદતા એ વેવલા નબીરાઓમાં કાર્લના બૂટની વાધરી બાંધવા જેટલી ય લાયકાત નથી.'

જેનીનું ગંભીર મોં જોઈને સોફી ખડખડાટ હસી પડી. એવામાં અંદરથી હેન્રીએટ્ટાનો અવાજ આવ્યો, 'આવી ગયો દીકરા... જીવતો રહે !'

બન્ને બહેનપણીઓ ત્યાં પહોંચી ત્યારે કાર્લ પિતાને પોતાનું પ્રમાણપત્ર બતાવી રહ્યો હતો.

તે સારે નંબરે પાસ થયો હતો. આપણી સંસ્કૃત ભાષા જેવી ત્યાંની ગ્રીક અને લેટીન ભાષાઓ કાર્લ અત્યંત સહેલાઈથી શીખી જાય છે એમ તેના માસ્તરોનું કહેવું હતું. અને ભાષા કરતાં ય જ્યાં વિષય અઘરો હોય, એવી વાત સમજતાં પણ તેને વાર લાગતી નહિ. જર્મન ભાષામાં તેણે લખેલા નિબંધ માટે મુબારકબાદી આપીને અધ્યાપકે કહ્યું હતું કે 'કાર્લ સ્વતંત્ર રીતે વિચારી શકે છે.'

'લાવ, જોઈએ એ નિબંધ.' કાર્લના બાપુએ દિલના ગર્વને દાઢીમાં છુપાવતાં કહ્યું.

એ નિબંધનો વિષય હતોઃ 'ભાવી કાર્ય વિષે યુવકના વિચારો.' આ નિબંધમાં કાર્લની શૈલી હજી કસાએલી નહોતી પણ તેની વિચાર કરવાની અને તેને પચાવવાની

શકિત જરૂર દેખાઈ આવે છે. એક જગાએ તે કહે છે કે, 'જે કામને માટે માણસ પોતાને યોગ્ય માનતો હોય એ કામ તેને મળશે જ એવું હંમેશાં બનતું નથી. કારણ કે માણસની પસંદગી પહેલાં તેના સંજોગો (સામાજિક સંબંધો) જ મોટે ભાગે તો તેના કામની દિશા નક્કી કરી નાખે છે.'

પણ એનો અર્થ એ નથી કે માણસે સંજોગોને આધીન થવું. પોતે ધારે તો આસપાસના સંજોગો બદલાવી શકે છે. અને એ સંજોગો કેવી રીતે બદલી શકાય, તેના નિયમો પણ એણે શોધી કાઢ્યા.

ચોમાસુ બેસે તે પહેલાં ઝબકી જતી વીજળીસમી આ વિચાર કાર્લની ભાવી વિચારસરણીની આગાહી આપે છે. અંધારામાં અથડાતી માનવજાતિનો માર્ગ ઉજાળતી તેની અમર દૃષ્ટિનું આ પહેલું કિરણ છે.

અને પુત્રના લક્ષણ પારણામાંથી જ વરતાય, તેમ બાળક કાર્લના આ નિબંધમાં મહાન ફિલસુફ કાર્લ માકર્સની વિચારસરણીની ઝાંખી થતી હતી.

## ૨ કૉલેજજીવન

એ જ વરસે કાર્લ બોન યુનિવર્સિટીની કૉલેજમાં દાખલ થયો. તેના બાપુએ તેને વકીલાતનું ભણવા મોકલ્યો હતો, પરંતુ કાર્લને કાયદા-પોથીઓમાં બહુ રસ નહોતો. તેને તો જાણવું હતું કે આ કાયદાઓ કેવી રીતે ઘડાયા,

દુનિયામાં જે બની રહ્યું છે, તેની પાછળ શો ભેદ છે? એ ભેદનો ભરમ ફોડીને તેને બધા અન્યાયો દૂર કરવા હતા.

બોનની કૉલેજમાં એ માંડ એક વરસ ભણ્યો હશે, ત્યાં એના બાપુએ વિચાર બદલ્યો. એમણે કહ્યું કે કાર્લ બર્લિન જઈને ત્યાંની વિદ્યાપીઠમાં પોતાનો અભ્યાસ પૂરો કરશે.

તેઓ પોતે ચુસ્ત રાજભક્ત હતા. પોતાનો દીકરો પ્રશીયાના પાટનગરમાં ભણે એમાં એ પોતાની મોટાઈ માનતા. પણ કાર્લને ઊભા ઊભા બર્લિન રવાના કરવાનું એક બીજું કારણ પણ હતું. તે કાર્લ અને જેનીનું વેવિશાળ. આ વરસે બન્ને બાલમિત્રોએ એકબીજાને પરણવાના કોલ આપી દીધા હતા. ત્યારે કાર્લની ઉંમર હતી અઢાર વર્ષની અને જેનીની હતી બાવીશ.

કાર્લના વ્યવહારદક્ષ પિતાને આ વેવિશાળની વાત જલદી ગળે ઊતરતી નહોતી. તેમને જેની ફોન વેસ્ટફાલન બહુ જ ગમતી, પણ એમને દીકરામાં વિશ્વાસ નહોતો. કાર્લમાં સત્યશોધકનું ઝનૂન જોઈને તેમને લાગતું કે દીકરાને ભૂત વળગ્યું છે એ ઠરીને ઠામ નહિ બેસવા દે અને જેની જેવી ઉમરાવજાદીનો ભવ બગાડશે. પોતાના દીકરાને કોઈ એમ કહે કે કાગડો દહીંથરું ઉપાડી ગયો પણ સાચવી ન શક્યો. એ તેમને પોસાય તેમ નહોતું.

પણ જ્યારે તેમણે જોયું કે જેની પણ દીકરાથી ઊતરે તેવી નથી. એનામાં પણ કશીક વિશેષતા છે. એ સાધારણ

છોકરી નથી, અને બન્ને એકબીજાને સુખી કરી શકશે, ત્યારે તેમણે પોતાની મંજૂરી આપી દીધી.

વળી, જેનીએ પોતાને ઘેર પૂછયા વિના જ વેવિશાળ કરી નાખ્યું, એ વાત પણ કાર્લના બાપુને ખૂંચતી હતી. જેનીના બાપુ એ દિવસોમાં ત્રીરની સરકારના સલાહકાર હતા. એના દાદા ફિલીપ વેસ્ટફાલન લશ્કરી વિદ્યાના પ્રખ્યાત નિષ્ણાત તરીકે યૂરોપભરમાં પંકાતા. અંગ્રેજ સરકારે એમને પોતાની ફોજમાં નોકરીએ રાખવાના અનેક ફાંફાં મારી જોયા હતા. પણ જેનીના દાદાએ સાફ ના પાડી દીધી.

એમના જનરલની પત્નીને મળવા માટે એકવાર તેની નાની બહેન જર્મની આવી હતી. એ સ્કૉટલૅંડની ઉમરાવ-જાદી જોડે ફિલીપદાદા પ્રેમમાં પડયા અને એની જોડે લગ્ન કરવા માટે તેમણે એક સ્કૉટલૅંડનો ખિતાબ સ્વીકાર્યો.

આમ, જેનીના કુટુંબમાં પ્રશીઆના બીજા ઉમરાવોની જેટલો મોટાઈનો મરજાદ નહોતો. બીજા રજવાડી દરબારીઓ જેટલાં જેનીના બાપા રૂઢિચુસ્ત નહોતા ખુદ. પોતાની માતાનો દાખલો તેમની આંખસામે હતો. ઉમરાવ-જાદી સાધારણ કુટુંબમાં જાય તો નાક કપાઈ જાય, એવું તે ન માનતા. વળી એમને કાર્લ ઘણો જ ગમતો. એની તીક્ષ્ણ બુદ્ધિ પર તેઓ આફરીન હતા. એમણે મનમાં કહ્યું કે દીકરીએ જમાઈ તો સારો ગોત્યો છે.

કાર્લને પણ આ ઘર પોતાના ઘર કરતાં ય વધારે ગમતું. નિશાળમાં કે પોતાને ઘેર જે સંસ્કારી જીવન તેને

ન મળતું, એ તે અહીં મેળવી શકતો. જેનીના બાપુને શેક્સપીઅરની ઘણી કવિતાઓ મોઢે હતી. આખું કુટુંબ શેક્સપીઅર પંથી હતું એમ કહીએ તો પણ ચાલે. જમ્યા પછી જ્યારે બધા હોમર કે શેક્સપીઅર જેવા મહાકવિઓની કવિતાઓ સાંભળવા બેસતા ત્યારે કાર્લ પણ ત્યાં હાજર હોય જ.

જીવનના આથમતા પહોરે, અનેક તડકી-છાંયડીઓ જોઈને કાર્લ જ્યારે થોડા દિવસો માટે ત્રીર આવ્યો હતો ત્યારે રોજ આવીને તે આ ઘરના દૂરથી દર્શન કરી જતો. એ કહેતો, 'આ મંદિરમાં જ મારી પ્રેમમૂર્તિ ઊછરી હતી.'

ખેર, જેનીના બાપુને તો જેની કાર્લ સાથે પરણે તેની સામે કશો વાંધો નહોતો. પણ જેનીનો ઓરમાન ભાઈ આડો આવ્યો. જેનીથી પંદર વરસે એ મોટો હતો અને જર્મનીનો એક પ્રધાન હતો. બન્ને ભાઈ-બહેન વચ્ચે કદી મેળ ન ખાતો. ગરીબ કુટુંબ જોડે સગપણ બાંધવામાં પ્રધાનજીને નાનપ લાગી. પણ જેની મનનું ધાર્યું જ કરે તેવી હતી.

જેનીનો નાનો ભાઈ એડગર તેને ખૂબ ચાહતો. એ સ્વભાવે રખડુ હતો અને જુવાનીમાં જ પરદેશ ચાલ્યો ગયો. કોઈ કોઈ વાર ટપકી પડતો ત્યારે જેનીને મળ્યા વિના ન રહેતો. જેની અને કાર્લ બન્ને માટે એણે પોતાના દિલમાં કાયમી હુંફાળો ખૂણો જાળવી રાખ્યો હતો. એણે સામ્યવાદી જાહેરનામા પર સહી સુદ્ધાં કરી આપી. પણ સ્થાયી

બનીને એ કોઇ કામ કરે એવી આશા રાખવી નકામી હતી. ખેર.....

જેનીના ઘરમાં તેનો મોટો ભાઈ એકલો પડી ગયો અને આખરે એમ નક્કી થયું કે જ્યાં સુધી કાર્લ કમાતો-ધમાતો ન થાય ત્યાં સુધી લગ્ન મુલતવી રાખવું.

વેવિશાળ ઘણું લંબાવાનો સંભવ હોવાથી કાર્લના બાપુએ તેને બર્લિન મોકલવાની ઉતાવળ કરી. કાર્લને આ નિર્ણય પસંદ નહોતો. એને બર્લિનના દંભી રજવાડી વાતાવરણ પ્રત્યે સૂગ હતી, પણ શું કરે? નછૂટકે તે બર્લિન ગયો.



પરીક્ષા માટે ઠરાવેલા પાઠ્ય-પુસ્તકો જ વાંચવા જોઇએ, એમ કાર્લ કદી માનતો નહિ. એક પુસ્તક વાંચતા વાંચતા એના મનમાં અનેક સવાલો ઊભા થતા. એ સવાલોના જવાબો માગતો કાર્લ બીજા અનેક પુસ્તકો વાંચી નાખતો. પુસ્તકો દ્વારા એ તેના લેખકોની જોડે મૂગી ચર્ચા ચલાવતો.

એને કાયદાની ફિલસૂફી જાણવી હતી. એણે બે કાયદા-પોથીઓનો જર્મન ભાષામાં તરજુમો પણ કરી નાખ્યો. આ વાંચન દરમ્યાન તેણે પોતે વાંચેલા પુસ્તકોનો સાર લખી નાખવાની ટેવ પાડી. એ સાર સાથે એ પોતાની સ્વતંત્ર ટિપ્પ બનાવતો. લેખક સાથે સહમત ન હોય ત્યારે તે હાંસીયામાં, એની વિરુદ્ધ પોતાના મતો લખતો. અને પાછળથી સવિસ્તાર દલીલો વિચારતો.

બાપુનો જવાબ વાંચીને કાર્લનું મન કોચવાયું તો ખરું, પણ પિતાની ઇચ્છાને માન આપી તે બર્લિનમાં જ રહ્યો.

અને એકવાર નિર્ણય લીધા બાદ, કોઈ પણ પ્રકારની કામચોરી કરવી એ કાર્લના સ્વભાવની વિરુદ્ધ હતું. એ તન અને મનથી બર્લિન વિદ્યાપીઠના વાતાવરણમાં પરોવાઈ ગયો.

તત્કાલીન સામાજિક બળોનો પડઘો બર્લિન વિદ્યાપીઠમાં પણ પડ્યો હતો. હેગલ નામના ફિલસૂફની ત્યાં આણ ફરકતી હતી. ઊગીને ઊભા થતા મિલમાલિકોએ હેગલની વિચારસરણી વધાવી લીધી હતી. કારણ ? કારણ એ જ કે આ લોકોએ ઠીક ઠીક મૂડી જમાવી હોવા છતાં, સમાજમાં અને રાજદરબારમાં હજી સુધી જાગીરદારોનો જ વગવસીલો ચાલતો હતો. આ કહેવાતા ખાનદાન નબીરાઓ મુફલિસ બની ગયા હતા, તેમાંથી ઘણાંઓના વાડીવજીફા મૂડીદારોની પેઢીએ ગીરવે મૂકાયા હતા. લેણદાર કરતાં દેવાદારની આબરૂ વધારે પંકાય એ લેણદારને ખટક્યા વિના કેમ રહે ? ઉગતા પૈસાદારોને સામાજિક સન્માનમાં પોતાનો ભાગ કબૂલ કરાવવો હતો. તે માટે તત્કાલીન મૂલ્યો બદલાવી શકાય એવી સર્વવ્યાપી વિચારસરણી તેમને જોઈતી હતી. એમને હેગલની ફિલસૂફી ગમી.

હેગલ કહેતો હતો કે જગત ક્ષણભંગુર છે. ક્ષણે ક્ષણે દુનિયા પલટાય છે. તેમાંની તમામ વસ્તુઓ બદલાય.

છે. આપણે જે આ ક્ષણે જોઇ રહ્યા છીએ તે તો બધી માયાજાળ છે. તેને કાબૂમાં રાખનાર એક દૈવી શક્તિ છે. અને એ શકિત છે– શાશ્વત ખ્યાલ (*Idea*). આ શકિત ધરતી પર રાજસત્તાનું રૂપ ધારણ કરે છે એટલે રાજ્યના કાયદામાં અંધશ્રદ્ધા રાખવી એ જ દરેક નાગરિકની સર્વોચ્ચ ફરજ છે.

દુનિયા આજે છે તેવી શરૂઆતથી જ નહોતી એ વાત મૂડીદારોને મીઠી મધ જેવી લાગી. આજનું જાગીરદારી વર્ચસ્વ બદલી મૂડીદારોનું વર્ચસ્વ સ્થાપવાના કોડ જાગ્યા. રાજદરબારમાં મનફાવતા કાયદાઓ ઘડાવી, દેવાદાર જાગીરદારો લેણદાર મૂડીદારોને નવડાવી નાખતા, અને નવા ઉદ્યોગોના વિકાસમાં આડખીલીરૂપ બનતા. હવે એ સ્થિતિ બદલાવવાની આશા મૂડીદારોમાં જાગી. જાગીરદારોના જૂનવાણી વિચારો અને હેગલના વિચારો વચ્ચે અથડામણ થવા લાગી.

આ અથડામણનો મુખ્ય અડ્ડો હતો બર્લિન વિદ્યાપીઠ. કાર્લ પણ હેગલવાદી બની ગયો. પણ એ કોઇનો આંધળો ભક્ત બને તેવો નહોતો. હેગલની વાતમાંથી તેણે એક મુદ્દો સ્વીકાર્યો તે એ કે, જગત સતત બદલાયા કરે છે. દરેક વસ્તુ પરિવર્તનશીલ છે.

પણ તેણે એ વાત ન માની કે આ પરિવર્તનનું સંચાલન કરનાર દૈવી શક્તિ–ખ્યાલ ( *Idea* ) છે અને તેનું

મૂર્ત રૂપ રાજ્ય છે. તેણે ઉમેર્યું કે દુનિયાને બદલાવનાર અને તેનું સંચાલન કરનાર સર્વસાધારણ માણસો જ છે.

કાર્લની વિચાર દિશા જોઈને જર્મનીનો રાજા ભડક્યો. આજ સુધી તો હેગલ અને તેના શિષ્યો પર રાજાના ચાર હાથ હતા. જાગીરદારોની એકહથ્થુ સત્તા તેના તાજને ભારે પડે તેમ હતી. મૂડીદારો અને જાગીરદારો આપસમાં લડે, નબળા પડે અને બન્ને પોતપોતાના રક્ષણ માટે આપખુદ રાજાના દરબારમાં નાક ઘસતા આવે, એ તેને જોઈતું જ હતું. પણ આ વંટોળ ચાના કપમાં ઊભો થઇ ચાના કપમાં જ સમાઇ જાય, તો જ તેની શેતરંજનો દાવ બની શકે. વળી હેગલની રાજભક્તિ તેને ખૂબ આકર્ષક લાગી હતી.

પણ હેગલની પલટાતી દુનિયાની વાતો આમ જનતામાં ફેલાય તો રાજાની રમત કથળી પડે તેમ હોવાથી નવી ફિલસૂફીની ચર્ચાઓ વિદ્યાપીઠના એકાંત મંડપોમાં જ ચાલે એવી તેની ઇચ્છા હતી.

પણ હેગલના નવા શિષ્યોએ તેના કહેલા દૂધમાં માખી નાખી. કાર્લ અને તેના મિત્રો કોઈ કૃત્રિમ મર્યાદાઓ સ્વીકારવા તૈયાર નહોતા. તેઓ એમ માનવા તૈયાર નહોતા કે બસ આટલી જ હદ સુધી વિચારવું, તેથી આગળ નહિ.

રાજાએ હેગલના જૂના શિષ્યોને ટેકો આપ્યો. આ વ્યવહારિક વેવલાઓ કહેતા કે, હેગલે ચીલો પાડી આપ્યો

છે. હવે એ ચીલે ચીલે ચાલ્યા જવું, એ જ આપણું કર્તવ્ય છે.

ત્યારે જાજરમાન કાર્લ જવાબ આપતોઃ

'હરગિજ નહિ. તમને સાચો લાગે તે જ માર્ગ પકડો. દુનિયા શું કહેશે તેની પરવા ન કરો. સત્યને વફાદાર રહો. સત્ય હંમેશાં આમ જનતાના હિતમાં જ હોય છે. શેર બજારીઆઓને તમારો આઝાદ મિજાજ ન ખપે અને તમારો રાહ રૂંધે તો તેની સામા થાઓ.'

'પણ કાર્લ ! પરીક્ષા પૂરી થયા પછી તું કરીશ શું ?' તેના એક મિત્રે પૂછયું.

'પ્રોફેસર બ્રુનો બ્રાઉએર સાથે મળીને જૂના હેગલવાદીઓને લડત આપીશ ! અને તેમ કરવા માટે, ભણીને હું પણ પ્રોફેસર બનીશ !'

. વિદ્યાર્થી કાર્લની બુદ્ધિમત્તાથી આકર્ષાઇને અમુક પ્રોફેસરો પણ તેની મિત્રમંડળીમાં શામેલ થયા હતા. બ્રુનો બ્રાઉએર, આવા જ એક પ્રોફેસર હતા. આ બન્નેએ શરૂઆતમાં સાથે મળીને હેગલની ફિલસૂફીનો ભૌતિકવાદની દિશામાં વિકાસ કર્યો હતો. પરંતુ આગળ ચાલતા બન્નેના માર્ગ ફંટાઇ ગયા.

કાર્લના ઓરડામાં તેની મિત્રમંડળી ગરમાગરમ ચર્ચાઓ ચલાવતી અને પોતપોતાના અભ્યાસમાં મશગૂલ રહેતી.

નાનપણથી જ તેનો બાંધો મજબૂત હતો. કદના પ્રમાણમાં તેના પગ ટૂંકા હતા. એ જ્યારે ખુરશી પર બેસતો ત્યારે તે હતો તે કરતાં વધારે ઊંચો લાગતો.

તેને રમતગમતનો બહુ જ શોખ હતો, પણ અભ્યાસમાંથી તેને અખાડાઓમાં જવાની નવરાશ ન મળતી. કહેવાય છે કે, તેણે ધાર્યું હોત તો તે એક ઉત્તમ અખાડાબાજ બની શકત.

એ અખાડામાં ન ગયો, પણ નાનપણની દૂર દૂર સુધી ફરવા જવાની ટેવ આખર સુધી કાયમ રહી.

તે ગતિમાં હોય ત્યારે જ સારી રીતે વિચાર કરી શકતો. પોતે માંદો હોય, કે બહાર ન જઈ શકે તેમ હોય ત્યારે ઓરડામાં આંટાફેરા કરતો. તેની વિચારધારામાં ગૂંચવાડો ઊભો થાય કે તુરત જ તે ટેબલ પરથી ઊઠીને બારી સુધી આંટા મારવા માંડતો. આ આદતને પરિણામે આગળ જતાં તેના અભ્યાસખંડના ગાલીચા પર ચોખ્ખી 'પગદંડીઓ' દેખાવા લાગી હતી!

કાર્લ સારે નંબરે પાસ થયો. તેને યુના વિદ્યાપીઠે ડૉક્ટરની ઉપાધિ આપી. પરંતુ ડૉ. માર્ક્સ પ્રોફેસર ન બન્યા, કારણ કે ત્યાં સુધીમાં તો રાજ્યની કરડી આંખ સામે ખુદ પ્રો. બ્રાઉએરની નોકરી પણ સલામત રહી શકી નહોતી.

કાર્લે અધ્યાપક બનવાનો વિચાર પડતો મૂક્યો અને સંજોગ વશાત્ પત્રકાર બની ગયો.

# ૩ પત્રકાર કાર્લ

રોંઢાટાણું થવા આવ્યું તોય સભા પૂરી થાય તેમ લાગતું નહોતું. 'ર્‌હાઇન સમાચાર'ના શેરહોલ્ડરો તેના તંત્રી કાર્લ માકર્સ સાથે ગંભીર ચર્ચામાં ઊતરી પડયા હતા.

'સુધારક તો અમે પણ છીએ. અમારે જાગીરદારી સામે લડવું છે એટલે જ તો આ દૈનિક કાઢયું છે. પણ કાળજી તો જોવાં જોઇએ ને! તમે તો હદ વટાવી જાઓ છો.....' છાપાનો એક માલિક ઊકળીને બોલી ઊઠ્યો.

'તમારી વાત સાચી છે.' ખુરશી પરથી ઊઠયા વિના જ કાર્લે ઠંડા કલેજે જવાબ આપ્યો. 'તમે જાગીરદારો સામે લડીને જર્મનીની પ્રગતિમાં મદદ કરો છો એમ ધારીને જ મેં તમારા દૈનિકનું તંત્રીપદ સ્વીકાર્યું હતું. અને આજે પણ કહું છું કે એ લડતને હાનિ થાય એવું આ પત્રે કશું જ લખ્યું નથી....'

'પણ મોટા માણસોની ટીકા કરતી વખતે કલમ પર સહેજ કાબૂ તો રાખવો જ જોઇએ ને, ભલા માણસ.' એક શેરહોલ્ડર વચમાં જ બોલી ઊઠ્યો.

'કેવી જાતનો કાબૂ?' કાર્લની તીક્ષ્ણ નજર એ શેર-હોલ્ડર પર સ્થિર બની. 'આપણે કોની અસભ્ય ટીકા કરી છે? પાર્લામેંટમાં બિરાજતા માનવરોની?'

શેરહોલ્ડરના શબ્દો ઓઠે આવી પાછા ફરી ગયા. તે ચુપ જ રહ્યો. કાર્લે આગળ ચલાવ્યું, 'હા, આપણા પત્રે એ ભાનભૂલેલાં સદ્‌ગૃહસ્થોની સાન ઠેકાણે લાવવાનો પ્રયાસ જરૂર કર્યો છે.'

આ માનવરો કહે છે કે, 'પ્રજાએ અમને ચૂંટી આપ્યા પછી તેને અમને ટોકવાનો કોઈ અધિકાર નથી. તેથી શું આપણે એ વાત માની લેવી ? એ માને છે કે, પ્રજાના પ્રતિનિધિ બનીને તેણે જનતા પર મોટો ઉપકાર કર્યો છે, જવાબદારીનો મોટો પોટલો ઉપાડ્યો છે, હવે સુખેથી આરામ લેવા દો. તમારા પ્રતિનિધિઓ આમ કહે છે. તમારે એ વાત મંજૂર છે ?'

'ના, પણ તમે તો છાપું બંધ કરાવી દો તેવી વાતો લખો છો.' એક ખૂણામાં બેઠેલો શેરહોલ્ડર બોલ્યો.

'સેંસરવાળા આપણી પાછળ પડયા છે એ વાત સાચી.' કાર્લે તેની તરફ ફરીને જવાબ આપ્યો. 'પણ તેથી શું આપણે અખબાર-સ્વાતંત્ર્ય માટેની લડત છોડી દેવી ? આપણે પાર્લામેંટના માનદ્ સભ્યોને સ્પષ્ટ રીતે કહ્યું છે કે, જ્યાં સુધી પ્રજાનો તમારામાં વિશ્વાસ છે ત્યાં સુધી જ તમે તેમના પ્રતિનિધિઓ છો, પ્રજાનું કહ્યું કરવાની તમારી ફરજ છે. તમારે તેમની જ લાગણીઓ પાર્લામેંટમાં વ્યક્ત કરવાની છે. એમાં આપણે શું ખોટું કર્યું ?'

'એ તો સવાલ સવાલ પર આધાર રાખે છે.' શેરહોલ્ડરે ચિરૂટ સળગાવતાં કહ્યું.

'તો આપણે એ સવાલો તપાસીએ.' કાર્લ સૌને પહોંચી વળે તેવો હતો.

'કિસાનો પાસેથી જમીનના ભાગલા પાડવાનો હક્ક છીનવી લેવાની વાત આવી ત્યારે જાગીરદારો આ કાયદાની તરફેણમાં હતા. તમે અને બીજા ઉદ્યોગપતિઓ પણ તેની વિરુદ્ધ હતા. પરંતુ પાર્લામેંટમાં બિરાજતા તમારા પ્રતિનિધિઓનો વિરોધ મોળો થૂંક જેવો હતો. આપણા દૈનિકે જબ્બર જેહાદ ચલાવી, આ કાયદો સહેલાઈથી પસાર થવા ન દીધો-એ તેનો ગુનો !'

થોડીવાર સુધી તો ઓરડામાં શાંતિ છવાઇ ગઈ. મૂડીદારો ગજવા પંપાળી રહ્યા હતા. આખરે એક બોલ્યોઃ—

'બિચારા મકાન માલિકોને તમે નકામા હડફેટમાં લઇ લીધા....'

'નકામા !' કાર્લનો અવાજ ઉંચો થઇ ગયો. 'ગરીબ ભાડૂત પાસે ફાવે તેમ ઘર ખાલી કરાવતા માલિકોની ટીકા કરવી તે નકામી ? આજે શહેરમાં ઘરની કેટલી તંગી છે તે તમે જાણો છો ? અને આવી તંગીમાં ય પડું પડું થએલાં મકાનો સમારવાનું માલિકોને સૂઝતું નથી. કામદાર ભાડૂતોની મુશ્કેલીઓ વધતી જાય છે. આપણા અખબારે સરકાર પાસે ચોક્કસ ઘર-યોજના રજૂ કરી, તેમાં ખોટું શું ?'

ફરી મૌન. ફરી સળવળાટ. કાર્લના જડબાતોડ જવાબે માલિકોના હોઠ સીવી લીધા હતા, પણ મૂડી પર પડતી તરાપે રઘવાયા બનેલ દિલ કેવી રીતે સંતોષાય ?

આખરે, શેરહોલ્ડરોનો મોવડી મૂળ મુદ્દા પર આવ્યો. તેણે શરૂઆત કરી,

'અમે વધારે દલીલોમાં ઊતરવા માગતા નથી. તમે સામાજિક સવાલો હાથમાં લઇને આપણા પર રાજવીનો કોપ વહોર્યો છે. પાર્લામેંટમાં છૂટાછેડાનો ખરડો ચર્ચાય તે પહેલાં જ એની મૂળ નકલ આપણા અખબારમાં છપાઇ ગઇ શા માટે? લોકોમાં આવો ઉહાપોહ કરી તમે પાર્લામેંટના સભ્યોને મતદારોના દબાણને વશ કર્યા શા માટે? એ સભ્યોને સખત વિરોધ કરવાની ફરજ પાડીને તમે રાજાની યોજના ધૂળભેગી કરી દીધી. અમે સુધારાની વિરુદ્ધ નથી, પણ રાજા તો આપણું છાપું બંધ કરાવવાની હઠ લઈ બેઠા છે. આ છાપામાં મૂડી અમારી રોકાઈ છે અને આવો મોંઘો સુધારો અમને પરવડે તેમ નથી. એ વાત તમારે સાફ જાણી લેવી જોઇએ.' કડકડાટ ભાષણ આપીને તેણે કપાળ પરથી પરસેવો લૂછવા માંડયો ત્યારે બીજા શેરહોલ્ડરમાં હિંમત આવી. તેણે વાતને આગળ વધારીઃ

'છાપું બંધ થયું કે તરત જ અમે રાજાને મનાવવા ગયા હતા. પણ રાજા અમારા પ્રતિનિધિમંડળને મળવા પણ તૈયાર ન થયા, અને તમે કર્યું છે ય એવું. તમારી ભાષા સાંભળીને મડદાને ય ગુસ્સો આવે....'

'હા, આવી ગાળાગાળી કર્યા વિના ન ચાલે?' ત્રીજો બહાદુર પણ જંગમાં કૂદી પડયો. 'તમે મીઠો ઠપકો આપો

તેનો અમને જરા ય વાંધો નથી. જાગીરદારો અમારા દુશ્મન છે. રાજા આજે તેનો પક્ષ લઇ રહ્યો છે. પણ અમારે કડવી લડાઇ જોઇતી નથી. અમારી મૂડી આ ધંધામાં રોકાઈ છે. અમારે ખોટ ખાવી નથી.'

'અરે ભલામાણસ, તમે સહેજ કળથી કામ લો તો રાજાને અમે રમત રમતમાં મનાવી લઇશું. રાજા, વાજા, ને વાંદરા, એની પાસેથી તો પંપાળીને જ કામ લેવાનું હોય. હાલ તુરત માટે તમે રાજાવિરોધી પ્રચાર મોળો કરી નાખો, એટલે પત્યું.' ચોથાએ ડહાપણ ડહોળ્યું.

'સદ્‌ગૃહસ્થો ! મેં નિર્ણય કરી કરી લીધો છે.' કાર્લની ધીરજ હવે ખૂટી હતી. તેણે પૂર્ણાહુતિ કરવા માંડી, 'તમે મને તંત્રીપદ આપવામાં ભૂલ કરી છે. આવી રૂંધામણ વચ્ચે કામ કરવું એ મારે માટે અશકય છે. હું આઝાદી ચાહું છું. તેને માટે લડીશ. ઉંદરડાની જેમ ફૂંકી ફૂંકીને કરડવામાં હું માનતો નથી. હું લડીશ, હાથમાં નાગી તલવાર લઈને જ.

'હું લેખક છું. ધંધાદારી લહિયો નથી. હું માનું છું કે લેખકે લખવા માટે જીવવું જોઇએ અને જીવવા માટે કમાવું જોઈએ. માત્ર કમાવા માટે જ બજારનો ભાવતાલ જોઈને લખવું એ અધર્મ છે. વાચકને વફાદાર રહેવાની દરેક લેખકની ફરજ છે. મને સાચું લાગ્યું તે જ મેં આપણા વાચકોને કહ્યું છે.

'આજે ર્હાઈન સમાચાર જનતાની જબાન બની ગયું છે. રાજાએ તેના પર પ્રતિબંધ મૂકવાની વાત ઉચ્ચારી કે તરત જ વાચકોએ પડકાર કર્યો. પહેલાં ગ્રાહકોની સંખ્યા ૧૮૨૦ હતી, આજે તે ૩૦૦૦ નો આંકડો વટાવી ચૂકી છે. એ શું બતાવે છે? વાચકોનો પ્રેમ. પત્રની નીતિ જોડે તેઓ સહમત છે. એમનામાં જૂઠાણું ફેલાવવા હું તૈયાર નથી.

'આ લો મારું રાજીનામું!'

અને કાર્લ માથે ટોપી મૂકીને ખંડમાંથી બહાર નીકળી ગયો.



કાર્લ પત્રકાર બન્યો તે પહેલાં જ તેના બાપુ ગુજરી ગયા હતા. વ્યવહારિક બાબતોમાં પિતા સાથે મતભેદ હોવા છતાં કાર્લ બાપુનો સ્નેહ કદી ભૂલ્યો નહિ. એમની મીઠી યાદ તેના અંતરમાં સદાને માટે કોતરાઇ ગઇ હતી.

પિતાના મૃત્યુ બાદ કુટુંબની આર્થિક હાલત નબળી પડી ગઈ હતી, પણ તેનો ભાર કાર્લ પર ન પડયો. સત્યપ્રેમી કાર્લ પરથી તો રહીસહી લગામ પણ દૂર થઈ ગઈ.

તેના જહાલ વિચારો જોડે જેની વેસ્ટફાલન સંપૂર્ણ રીતે સહમત હતી. પરંતુ જેનીના કુટુંબીઓ—ખાસ કરીને તેનો મોટોભાઇ—તેને આવા નાસ્તિક બંડખોર સાથે પરણાવવા તૈયાર નહોતા.

(જેનીના તેમ જ કાર્લના સગાવહાલાંઓ કાર્લને વગોવતા ત્યારે નીડર જેની કાર્લનો બચાવ કરતી.) પરંતુ ઘર-

ક્લેશથી કોણ ન કંટાળે ? માનવ જાતિની લડતો લડવામાં કાર્લ આવા મામૂલી કજિયાકંકાસ ભૂલી જતો. પણ જેનીનું શું ? તેને તો ઘરઆંગણે એકલે હાથે ઝઝૂમવું પડતું હતું. જલદી લગ્ન કરી આ ત્રાસમાંથી છૂટવા માટે બંને આતુર હતા.

આવા સંજોગોમાં સિદ્ધાંતપ્રેમી કાર્લ બેકાર બન્યો.

યુવાન પ્રેમીઓ કડવો ઘૂંટડો ગળી ગયા. પણ આ બેકારી લાંબો વખત ટકી નહિ.

શ્રી. રૂગ નામના એક ખાધેપીધે સુખી હેગલવાદી, નવું છાપું કાઢવા માગતા હતા. કાર્લની પ્રતિભા જાણકારોમાં પંકાતી હોવાથી રૂગે તેને પોતાની સાથે નવા પત્રના સહતંત્રી બનવાનું આમંત્રણ આપ્યું.

પરંતુ એકવાર દાઝેલા કાર્લે ફૂંકી ફૂંકીને છાશ પીધી. તેણે પહેલેથી જ વિચારોની ચોખવટ કરી લીધી.

આ પત્ર પેરીસથી નીકળવાનું હતું એ વાત પણ કાર્લ અને જેની બન્નેને ગમતી હતી. તેઓ જર્મનીના બંધિયાર વાતાવરણથી કંટાળી ગયા હતા.

તમામ આઝાદ વિચારકોને આકર્ષે એવી વિચાર-સરણીની જરૂર વિષે બે મત નહોતા. કાર્લ પોતે કહેતો કે: 'આજે સુધારકોમાં અંધાધુંધી ફેલાઇ ગઇ છે. ભૂતકાળ શું હતો એ વિષે સૌ સહમત હતા, પણ ભવિષ્યમાં શું કરવું એનો કોઈ સ્પષ્ટ જવાબ આપણી પાસે નથી. હા,

એ આશાસ્પદ છે કે નવા વિચારકો નવો આંધળો વાડો ઊભો કરવા માગતા નથી. જૂના જમાનામાં દરેક ફિલસૂફ પોતાની બગલમાં દરેક કોયડાનો તૈયાર જવાબ રાખી ફરતો. શ્રદ્ધાળુ જન હાથ જોડી મોં ઉઘાડે કે તરત ગુરુ મહારાજ ટપ દઈને રાંધેલા કોળીઆ તેમાં મૂકી દેતા.

'એવા રાંધેલા કોળીઆ ગળવા માટે આપણે તૈયાર નથી એ સારું જ છે. દુનિયાની શરૂઆતથી માંડી દુનિયાના અંત સુધી જે જે નાના-મોટા સવાલો ઊભા થાય, એના અત્યારથી જ જવાબો ઘડી રાખવાનો આપણે ધંધો લીધો નથી. આપણે તો આપણી આસપાસ શું ચાલે છે તે જોઈશું અને તેમાં જે સારું નહિ લાગે તેની ટીકા કરીશું. તેમાંથી બચવાનો માર્ગ બતાવીશું. હા, આપણી શોધનું પરિણામ ગમે તે નીકળે, ગમે તેટલું અણધાર્યું નીકળે તો ય આપણે ભડકીને પાછીપાની કરવાના નથી. વિચાર મંથનને અંતે નીકળેલું સત્ય આપણે ડરીને ફેંકી દેવાના નથી, એવું જતન કરીશું. અને એમ કરવા જતાં સત્તાધિકારીઓ નારાજ થાય, આપણા પર દમન કરે તો તેની આપણને પરવા નથી.'

હા કે ના નો જવાબ આપતાં પહેલાં કાર્લે આ વિચારો રૂગને જણાવ્યા. રૂગ પોતે સ્વતંત્ર વિચારક નહોતો. આ દૃષ્ટિનું પરિણામ શું આવશે તેની તેને સ્પષ્ટ કલ્પના નહોતી. તેણે કાર્લના અભિપ્રાયનો વિરોધ ન કર્યો.

અને કાર્લ તેના નવા પત્રનો સહતંત્રી બન્યો. એને જે પગાર મળવાનો હતો તેમાંથી એ કુટુંબનું ગુજરાન

ચલાવી શકે તેમ હોવાથી તેણે લગ્નની વાત ઉચ્ચારી.

જેની ફોન વેસ્ટફાલન તો તેની જોડે જીવનમાં ઝંપલાવવા તૈયાર હતી જ, કુટુમ્બીઓને પણ માનવું પડ્યું અને આખરે અનેક અથડામણો બાદ સન ૧૮૪૩માં કાર્લ અને જેનીના લગ્ન થયા.

આ બન્ને બાળમિત્રોએ પેરીસમાં જઈ ઘર વસાવ્યું ત્યારે જેનીની આયા હેલન દસ્મુથ પણ તેમની જોડે ગઇ.

હેલન જેનીની માતાની તહેનાત કરવા વેસ્ટફાલન ભવનમાં આવી હતી. એને જેની પર અથાગ વહાલ હતું. તેણે માર્ક્સ કુટુંબનો આખર સુધી સાથ છોડયો નહિ. એ કુટુંબની તે મધ્યબિંદુ બની ગઇ. તેની આસપાસ બધો કારભાર ચાલતો. કપરી ગરીબીમાં ઘર કેમ ચલાવવું તેની સુંવાળી જેનીને ગતાગમ નહોતી, પણ હેલન અજબ કરામતો વાપરી એમના ભાણામાં રોટલો પીરસતી.

માર્ક્સને ઘેર હેલન નોકરડી તરીકે નહિ પણ એક કુટુંબીની માફક રહેતી અને પૂજાતી. બધા તેને 'લેનચેન' ના વહાલસોયા નામથી બોલાવતા.

માર્ક્સના ઘરમાંથી એ નીકળી તે એ જ કુટુંબને ખભે ચડી–એમની સાથે કબરમાં પોઢવા જ.

## ૪ પેરીસનું જીવન

અજાણ્યો દેશ, અજાણી ભાષા. પણ લેનચેનને તો

વશીકરણ વિદ્યા વરી હતી. અને સાચી આવડત મુશ્કેલીને વખતે જ ઝળકી ઊઠે છે.

કાર્લ અને જેની સન ૧૮૪૩માં પેરીસ આવ્યા. તે વાતને આજે એક વરસ પૂરું થવા આવ્યું હતું. તે દરમ્યાન લેનચેને તેમનું ઘર સરેડે ચડાવી દીધું હતું.

ટન ટનનન ટન........

ઘંટડી વાગી. લેનચેને દરવાજો ઉઘાડયો. કાર્લને માટે એક છોકરો નવાં પુસ્તકો લાવ્યો હતો.

('ચોપડી–ચોપડી–બસ ચોપડીઓ જ ચોપડીઓ. કાર્લને તો બીજો ધંધો જ નહીં. ત્રણ ત્રણ રાતના ઉજાગરા છે. કોણ જાણે શું ય વાંચતો હશે.)..ખરેખર એના બાપુ કહેતા હતા એમ એને ભૂત વળગ્યું લાગે છે.' વહાલથી માથું ધુણાવીને લેનચેન નવાં પુસ્તકો ગોઠવવા લાગી. અને સાદ પાડયો,

'કાર્લ....'

જેની બહાર આવી. તે હજી હમણાં જ ઊઠી હોય એમ લાગતું હતું.

'શશડડ....' હોઠ પર આંગળી મૂકી તેણે લેનચેનને આગળ બોલતાં અટકાવી. 'માંડ માંડ સુવડાવ્યો છે....આજે તો મને પણ ઊઠતાં મોડું થઈ ગયું. તારે બહુ વાટ જોવી પડી, ખરું ને?'

'કૉફી તો આજે ય ઠંડી થવા આવી છે.' લેનચેન બોલી, 'વાંચવાની કોણ ના પાડે છે, પણ વખતસર ખાવું તો જોઈએ

કે નહિ ? લે તું કૉફી પીલે, મેં બેબીને દૂધ પાઈ દીધું છે.'

બે મહિના પહેલાં જેનીએ પુત્રીને જન્મ આપ્યો હતો. માતાના નામ પરથી તેનું નામ પણ જેની જ પાડવામાં આવ્યું હતું. પણ લેનચેન તેને બેબી કહી બોલાવતી.

'બાનો કાગળ હતો. આપણી નાનકડી જેનીનું મોં જોવા તે બહુ જ આતુર છે.'

સુંદર ઢીંગલી જેવી જેનીનું પીયેર જઈને પ્રદર્શન કરવામાં જુવાન માતાને મોટા સર્જકના જેવો પોરસ ચડતો હતો. તેણે કહ્યું:

'જો તું કહે તો હું થોડા દિવસ માટે જર્મની જઈ આવું.'

'તને એકલી મોકલતાં મારો જીવ નથી ચાલતો, હું પણ તારી જોડે આવીશ.'

'વાહ રે વાહ! તો તો હું અહીંથી એક ડગલું ય ખસવાની નથી. તું આવે તો પછી મોટા બાબાનું કોણ ધ્યાન રાખશે ? એ તો પાકા આંબાના ઝાડ તળે પણ ભૂખ્યો રહે એવો છે. એને રેઢો મૂકતાં મારો જીવ ન ચાલે.' જેનીએ ફેરવી તોળ્યું.

જેની ઘણીવાર લાડથી કાર્લને મોટો બાબો કહી બોલાવતી. કારણ, મોટમોટા વિચારકોને હંફાવનો આ ખડતલ ફિલસૂફ કહેવાતા સભ્ય સમાજમાં બહુ જ સંકોચ પામતો અને નાના બાળકની જેમ શરમાઈ જતો. અભ્યાસની ધૂનમાં એ ઘણીવાર ટીનબાનની વાતો ભૂલી જતો. એનો

અર્થ એમ નહિ કે એ અજડ હતો. નારે ના. દંભહીન મિત્રો વચ્ચે એ કલાકોના કલાકો સુધી ગપ્પા હાંકી શકતો. પોતાના વાક્ચાતુર્ય વડે બધાને આંજી નાખતો. એના કટાક્ષો અને મજાક, મહેફિલનો રંગ જમાવતા. એને પુસ્તકીઓ ઘુવડ કહેવાનું કોઈના મનમાં ય ન આવતું.

જેનીને રિસાયેલી જોઈને લેનચેન ખડખડાટ હસી પડી. તેનો રહ્યોસહ્યો ગુસ્સો પણ ઊતરી ગયો. નવાં પુસ્તકો સાથે આવેલ એક દળદાર અંક તેણે જેની સામે મૂક્યો.

'ઓહો....' 'જર્મન-ફ્રેંચ વાર્ષિક' તૈયાર થઈ ગયું ને શું!' જેની પહેલા અંકના પાના ફેરવવા માંડી.

આ જ વાર્ષિકના સહતંત્રી તરીકે કાર્લ શ્રી. રૂગ જોડે કામ કરતો હતો.

'કાર્લના આમાં બે લેખો છે. જોવા છે?' જેનીએ ઉત્સાહથી પૂછ્યું.

'તું જ કહે ને, એ શું કહેવા માગે છે તે.' જેનીના કપમાં ફરી કૉફી રેડતાં રેડતાં લેનચેન બોલી.

'કાર્લ કહે છે કે, માણસ ધર્મને પેદા કરે છે, ધર્મ માણસને પેદા કરતો નથી.'

'તારા વરની તો બધી જ વાતો નવતર....'

'તું સાંભળ તો ખરી. કાર્લ જાણે છે કે જર્મનીમાં આજે મોટા ભાગના લોકો તારા જેવા છે. એમને રાજકારણ કરતાં ધર્મની વાતોમાં વધારે રસ છે.'

'એ તો એમ જ હોય ને!' લેનચેન બોલી.

'અને એટલે જ કાર્લ ઠેકડા મારતો નથી. જે પગથીએ ઊભા છીએ ત્યાંથી જ તે આગળ ચાલે છે. લોકોને જે સવાલો સૌથી વધારે મૂંઝવે છે તે જ તેને હાથમાં લેવા ગમે છે, એનું જ નામ રાજકારણ. આપણે ઝંડાધારી બનીને પોકારીએ કે આવો, મને સત્ય સાંપડયું છે, મને પગે લાગો અને પૂજો. પણ માત્ર આપણા કહેવાથી જ નવા સિદ્ધાંતો કોઇ માની લેવાનું નથી....' જેનીનું નમણું મોં ભાવનાના આવેશમાં વધારે સુંદર દેખાતું હતું.

'બીજા માને કે ન માને પણ તું તો માની લેતી હોય એમ લાગે છે.' હેતથી જેનીના ખભા પર હાથ મૂકીને લેનચેન બોલી.

'હું માની લઉં છું એમ નથી, લેનચેન( કાર્લની દલીલો હંમેશાં જડબાતોડ હોય છે. કારણ, એ બોલે તે પહેલાં સો ગળણે ગળીને સત્ય તારવી લાવે છે) આ વાર્ષિક અંકની જ વાત લે ને, એ કહે છે કે( જૂના સિદ્ધાંતોના પાયા પર જ નવા સિદ્ધાંતો રચાય છે. બાળકો જેમ માના પેટમાંથી બહાર આવે છે તેમ નવો સમાજ જૂના સમાજના પેટમાંથી જ અવતરે છે. આકાશમાંથી ટપકી પડતો નથી. જગતને એમ કહેવાથી કશોય લાભ નથી કે તમારા ઝઘડા છોડી દો, મૂરખ ન બનો, અમારું સાંભળો કારણ અમે સાચા છીએ.

ના, એને બદલે એમ કહો કે, તમારા ઝઘડા થાય છે તેનું કારણ આ છે. તો મને કમને પણ લોકોને જાગૃત બનવું જ પડશે. આ યુગને પોતાની ઇચ્છાઓ અને લડતાની પાછળનું રહસ્ય સમજાવવું એ જ કાર્લના છાપાનો આશય છે.'

'એમ થાય તો તો બહુ જ સારું. પણ માત્ર વાતો કર્યાથી દુનિયા બદલાતી નથી.'

'નક્કર કાંટો કાઢવા માટે નક્કર સોયની જરૂર છે; એ તારી વાત સાચી, પણ એ સોય વાપરવાનો વિચાર આવે એ પણ એક મોટી નક્કર વાત છે, લેનચેન. કોઈ પણ વિચારો જો એકવાર કરોડો લોકોના મનમાં ઘર કરી બેસે તો, એ વિચારસરણી જ નક્કર અન્યાયો દૂર કરનાર મહાન શક્તિ બની જાય છે.'

અને જેનીની વાત કંઇ ખોટી નથી. તમે જ જુઓ ને, આપણે ત્યાં જો બધા જ લોકો આજે એમ માનતા થાય કે આભડછેટ રાખવી એ પાપ છે; તો કાલથી હરિજનો આપણી સાથે હળતામળતા થઈ જાય. છોકરી કરતાં છોકરો વધારે ચઢિયાતો છે એ વહેમ પણ આપણા ખોટા ખ્યાલોને લીધે જ છે ને ?

લેનચેને નમતું આપ્યું, 'સારું બાપુ સારું. પણ મને તો આ સંઘ દ્વારકા પહોંચે એમ લાગતું નથી. ગયે વખતે રૂગજી ભાઈ કેવા લાલપીળા થઈને પાછા ગયા હતા....કાર્લની જોડે તડાતડી થઇ હોય એમ લાગે છે.'

'રૂગનો સ્વભાવ છે જ વાણિયા જેવો. કાર્લને પગાર પેટે વાર્ષિકના અંકો આપતા અચકાતા નથી, પણ છાપું ટકાવી રાખવા માટે પોતાની મૂડીમાંથી રાતી પાઈ પણ પરખાવવા તે રાજી નથી. જવા દે ને એ વાત.'

જેનીનો આનંદી સ્વભાવ કાર્લની પૈસા અંગેની બેદરકારીથી બહુ અકળાતો નહિ. એ નવો અંક લઈને કાર્લના ખંડમાં ચાલી ગઈ.



હેનરીનની ટકોર ખોટી નહોતી. કાર્લ અને રૂગના રસ્તાઓ જુદા પડવા માંડ્યા હતા. ક્રાંતિના પારણાસમા પેરીસમાં પગ મૂકે અને કાર્લ એના હૈયાના ધબકારા ન સાંભળે તે અશક્ય હતું.

સન ૧૮૩૦ ની ક્રાંતિને એક દસકો વીતી ગયો હતો. પેરીસના કામદારોએ પોતાના લોહી રેડીને પેરીસના ધાબા ધોયા હતા. ફ્રાન્સના કિસાનોએ પોતાના દેહ દાટીને ફ્રેંચ દ્રાક્ષની મિઠાશ વધારી હતી. પરંતુ એની લિજ્જત ચાખી માત્ર મૂડીદારોએ જ.

કાર્લ પેરીસ આવ્યો ત્યારે ક્રાંતિના સાચા લડવૈયા ફરી અંધારી કોટડીઓમાં પૂરાઈ ચૂક્યા હતા. એમના ચીંથરેહાલ બાળકો શેરીઓમાં એઠું વીણતા હતા.

પણ પેરીસના વાતાવરણમાં સમાજવાદ મહેકતો હતો, સત્તરમી સદીના સ્વપ્નસેવી સેંટ સાયમન, રૉબર્ટ ઓવેન

અને કુરીએના સ્વપ્ના હજી ભૂંસાયા નહોતા. એ સ્વપ્ન-સૃષ્ટિમાં સહુ કોઇ સમાન હતા. ફળફૂલથી લચી પડતી વાડીઓ, સોનલવરણાં ખેતરો, અને દૂધ ઘીની નદીઓ-માંથી દરેક ઇન્સાન પોતાને જોઇએ તેટલું લઇ શકતો હતો. એમના હાથ પકડનાર શોષકને એ સૃષ્ટિમાં સ્થાન નહોતું.

કાર્લને આ સ્વપ્ન ગમ્યું. પેરીસ આવી તે અનેક સમાજવાદીઓને મળ્યો, સામ્યવાદીઓને મળ્યો, તેમના વિચારો જાણ્યા, ચર્ચાઓ કરી.

કાર્લે આ સ્વપ્નવીરોને કહ્યું કે: તમારું સ્વપ્ન સુંદર છે. મારે પણ તમારી જેમ ધરતી પર સ્વર્ગ ઉતારવું છે. પણ તમારો માર્ગ મને સાચો લાગતો નથી. તમે જ જુઓ ને, સન ૧૮૩૪ માં લીઓન્સના મજૂરોએ બળવો કર્યો, મશીનો તોડ્યા અને પોકાર કર્યો કે જીવવું હોય તો અસલ મજૂર બની જીવો નહિ તો મરણિયા બનીને લડો.

ત્યારે તમે એમને માટે શું કર્યું ? માલિકોને આજીજી કરી, દયાની ભીખ માગી. ના, એમ ભીખ માગે તેમના અંતરપલટા થાય એ વાતમાં હું માનતો નથી. અને મજૂરો પણ માનતા હોય એમ લાગતું નથી. ફુરીએની દંતકથા તો અહીં સહુ કોઇ જાણે છે. તેણે પોતાના સપનાનાં ઘેનમાં જાહેરાત કરી કે મને આત્મદર્શન થયું છે. જેને એ સ્વર્ગ જોવું હોય તે અમુક વખતે, અમુક ઠેકાણે મને આવીને મળે. એ બિચારા વીસ વરસ સુધી દરરોજ મુલાકાતીઓની

વાટ જોતા રહ્યા પણ એમને મળવા કોઇ ન આવ્યું ! શા માટે ? કારણ કે ભૂખ્યાંપેટ માત્ર સ્વપ્ના જોઇને જ ભરાતાં નથી. અને એટલે જ નક્કર જીવન જોડે જડાએલા મજૂર કિસાનોના આંદોલન પર તમારા વિચારોની ઊંડી અસર નથી પડી. તમારી ઝગમગતી યોજનાઓ જમાનાના પવન સાથે ઓલવાઇ ગઇ છે.

એ દિવસોમાં કાર્લ દિનરાત ભટકયા કરતો. તે કેબેટ નામના સામ્યવાદીને મળ્યો. મહાન જર્મન કવિ હાઇન પણ ઘણીવાર કાર્લને મળવા આવતા. એ કહેતા કે, ભવિષ્યમાં સામ્યવાદીઓ જ જીતવાના છે. આજે તેઓ જ આપણા આદરને પાત્ર છે. આગળ જતાં કુરીએના અનુયાયીઓ પણ મહાન સામ્યવાદી ફોજમાં સમાઇ જશે. જરૂરીઆતનું સતત દબાણ શબ્દનું સર્જન કરશે. આપણા આગેવાન વિચારકો કામદાર વર્ગની કલમ બને એ યોગ્ય જ છે. તેમની પ્રખ્યાત કવિતા– "વણકરોનું ગીત"–કાર્લની પ્રેરણા વડે જ લખાઇ હતી.

પેરીસમાં રહી કાર્લ પોતાનો ભાવિ માર્ગ શોધતો હતો. મુક્તિમાર્ગની ગલીકૂંચી પણ તેને મન નકામી નહોતી. તમે એના પુસ્તકો વાંચશો ત્યારે જોશો કે તેણે અનેક પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ લેખકોના અવતરણો ટાંકયા છે. શા માટે ? પોતાની પંડિતાઈનું પ્રદર્શન કરવા ? ના. એવા પોકળ દંભની તેને ખૂબ જ ચીડ હતી. પરંતુ એ પોતાની પહેલાંના લેખકો શું કહી ગયા છે તે વાચકોને જણાવતો.

કારણ કે તેને વિચારકો પ્રત્યે માન હતું. જાતઅનુભવે તેને શીખવ્યું હતું કે નવા વિચારને જન્મ આપતાં પહેલાં લેખકને કેટલી વીસે સો ગણવા પડે છે.

બીજાઓની મહેનતનું ફળ પચાવીને કાર્લ આગળ ચાલતો. (મુક્તિમાર્ગના કોઈ પણ પથદર્શીનું મંતવ્ય એને જેટલે અંશે સાચું લાગતું, એટલે અંશે તે પોતાની વિચારસરણીમાં ગૂંથી લેતો—પરંતુ મૂળ વિચારકની નોંધ લીધા પછી જ) પારકાના વિચારોનું સર્જન, જાણીજોઈને પોતાને નામે ચડાવી દેનારાઓને એ સાહિત્યચોર કહેતો.

પેરીસના લોકશાહી સમાજવાદી પક્ષના નેતા, બ્લાંકીને તે મળ્યો. પ્રેસ કામદાર મુખીને પણ મળ્યો. મોડી રાત સુધી ચર્ચાઓ કરી. હેગલની ફિલસૂફી સમજાવવાના નિષ્ફળ પ્રયાસ કર્યા. પણ એ હિંમત હાર્યો નહિ. ફ્રેંચ-ક્રાંતિના ઇતિહાસનો તેણે ઊંડો અભ્યાસ કર્યો અને ભાવિ માર્ગની તેને ઝાંખી થવા લાગી.

સન ૧૮૩૦ની ક્રાંતિ પછી ફ્રાન્સમાં મૂડીવાદ ખીલવા માંડયો હતો. સમાજવાદીઓ તેની ટીકા કરતા પણ તેના મૂળ પર ઘા કરવા તૈયાર નહોતા. કાર્લે કહ્યું કે મૂડીવાદને જડમૂળથી ઉખેડી નાખવો જોઇએ.

પણ આવું ભગીરથ કાર્ય કોણ પાર પાડી શકશે? એકલો અટૂલો કાર્લ? નહિસ્તો. (કાળસ્થળ અને ઇતિહાસના બળાબળનું માપ કાઢતાં તે હેગલ પાસેથી શીખ્યો હતો.

નિરાભિમાની કાર્લ એ પારાશીશીને આધારે જ પોતાનું દરેક પગલું ભરતો.

ત્યારે મૂડીદારોને કોણ ટક્કર આપશે ? કોણ ? કોણ ? કોણ ?

ઇતિહાસ ઉખેળ્યા, આસપાસનો વર્તમાન કાળ તપાસ્યો અને કાર્લે જવાબ આપ્યો—"કામદાર વર્ગ !"



પેરીસની કમ્મરને વીંટળાઇને સોહામણી સીએન નદી શાંતિથી વહેતી હતી. તેને કિનારે કિનારે એક ઊંચો ખૂબસૂરત જુવાન કાર્લની વાત સાંભળતો સાંભળતો ચાલતો હતો. એ વાતના વેગ અનુસાર એમની ચાલ ધીમી કે ઉતાવળી બનતી હતી. જુવાનની ભૂખરી આંખો ચમકી ઊઠી:

'હા, હા, બરાબર. આજે માનવજાતિનો તારણહાર એક જ છે–સંગઠિત કામદાર વર્ગ !' જુવાનના રમતિયાળ મોં પર અંતરના ઊંડાણમાંથી નીકળતી ગંભીરતા છવાઇ ગઇ. એના ઉછળતા મશ્કરા અવાજ તળે, સીએન નદીના જેવો ધીર ગંભીર નાદ સદાય રણકયા કરતો.

આ જુવાનનું નામ હતું ફ્રેડરિક એંગલ્સ. ઇંગ્લાંડમાં મેંચેસ્ટર નામનું કાપડના ઉદ્યોગોનું એક અગત્યનું મથક છે. ત્યાં એના બાપુનું કારખાનું હતું. દીકરાએ અંગ્રેજ કામદારોનું જીવન નજરે જોયું હતું, તેનો બારીકાઇથી અભ્યાસ પણ કર્યો હતો. એ પણ હેગલનો શિષ્ય હતો.

અંગ્રેજક્રાંતિના અભ્યાસ અંતે એ પણ કાર્લ જેવા જ નિર્ણય પર આવ્યો હતો. ઇંગ્લાંડમાં બેઠા બેઠા સ્વતંત્ર રીતે તે આ નિર્ણય પર પહોંચ્યો હતો.

બન્ને એકબીજાના લખાણો રસપૂર્વક વાંચવા લાગ્યા. આજે તે એકબીજાના વિચારોથી પરિચિત હતા.

જર્મનીથી ઇંગ્લાંડ પાછા ફરતી વખતે એંગલ્સ દસ દિવસ માટે પેરીસ રોકાયો. એ કાર્લને રૂબરૂ મળવા માટે આતુર હતો. આ દસ દિવસોમાંથી મોટા ભાગનો વખત તેણે કાર્લ જોડે જ ગાળ્યો.

ત્યારે સન ૧૮૪૪ નો ફેબ્રુઆરી માસ ચાલતો હતો. ગરીબોની તવારીખમાં આ માસ અમર બની ગયો છે; કારણ, માર્ક્સ–એંગલ્સનું એ મિલન ઐતિહાસિક હતું.

આવા મિત્રો આજે સીએન નદીને કિનારે ટહેલતા હતા. એકબીજાને ઘણુંઘણું કહેવાનું હતું, સાંભળવાનું હતું. પોતપોતાના વિચારો સરખાવવા હતા, ભાવી યોજનાઓ આંકવી હતી. એમને ભલા, વખતનું ભાન ક્યાંથી રહે ?

બન્ને પર બુદ્ધિની અમીદૃષ્ટિ વરસતી હતી. કોઇ એક બીજાથી ઊતરે તેમ નહોતું. કોઇ એક બીજાને પોતાની શેહતળે દબાવવાનો પ્રયત્ન ન કરતું. જીવન–મરણની આ મૈત્રીમાં બન્નેનું સ્વતંત્ર વ્યક્તિત્વ અખંડ રહ્યું.

તાજમહાલને આપણે જેમ જેમ વધારે બારીકાઇ પૂર્વક જોઇએ છીએ તેમ તેમ એ વધારે સુંદર લાગવા માંડે

છે. આ બન્ને મિત્રોનું પણ એવું જ બન્યું. જેમ જેમ તેઓ વધારે નજીક આવતા ગયા, તેમ તેમ એકબીજામાં તેમને નવી ખૂબીઓ દેખાવા લાગી. દિવસે દિવસે એ આકર્ષણ વધતું જ ગયું.

એમણે પોતાના વિચારો એકબીજા પર પરાણે લાદવાનો કદી ય પ્રયાસ કર્યો નહોતો, પરંતુ બન્નેનું ધ્યેય એક હતું, માનસ એક હતું, વિચાર કરવાની ઢબ એક હતી. એટલે એકબીજાથી સો જોજન દૂર પડ્યા હોય છતાં ય બન્ને મિત્રો સાધારણ રીતે તો એક જ નિર્ણય પર આવતા.

(એંગલ્સ પોતાના અમુક અભિપ્રાય વિષે શું ધારે છે એ જાણવા માટે જીવનની આખરી ઘડી સુધી કાર્લ હંમેશાં આતુર રહ્યો છે)

અમુક નજીવી વાત પણ જો એંગલ્સને ગળે ન ઊતરતી હોય, તો તેને પુરવાર કરી આપવા માટે જોઇતા પુરાવા શોધવામાં કાર્લ અનેક ગ્રંથો ઉથલાવી નાખતો. એમ કરવામાં કેટલા દિવસો જાય છે તેની એને પરવા નહોતી. એંગલ્સ કોઇ દિવસ વિના કારણ વિરોધ કરે જ નહિ એવી તેની પાકી ખાતરી હતી. એંગલ્સને મનાવવા જતાં પોતાના અભિપ્રાયોમાં રહી ગએલ કચાશ દૂર થશે, દલીલો વધારે સચોટ બનશે, અને બીજા લોકોને સાફ અને સરળ જબાનમાં વાત સમજાવી શકાશે, એમ તે માનતો. કાર્લ એંગલ્સના અભિપ્રાયને આટલો કિંમતી ગણતો હોવાથી, પોતે વખત

તા. ૧૧ મી જાનેવારી ૧૮૪૫ ને દિન કાર્લના હાથમાં હદપારીનો હુકમ આવી પડયો.

અને ૨૭ ફેબ્રુઆરીએ તે બેલ્જીઅમ દેશના પાટનગર બ્રસેલ્સમાં આવી વસ્યો.

## ૫ બ્રસેલ્સમાં દેશવટો

કાર્લ બ્રસેલ્સ આવ્યો, પણ જર્મન સરકારે તેનો પીછો ન છોડયો. તેણે બેલ્જીઅમ સરકારને કહેવડાવ્યું કે, 'આ જર્મન નાગરિક ભયંકર છે. દૂધ પાઈને સાપ શા માટે ઉછેરો છો?'

પરંતુ કાર્લને હદપાર કરી આંતરરાષ્ટ્રીય બદનામી વહોરવા બેલ્જીઅમસરકાર તૈયાર નહોતી. તેણે કાર્લને કહ્યું કે, તમે બેલ્જીઅમના રાજકારણમાં માથું ન મારતા. કાર્લને આ વાત મંજૂર હતી. કારણ, તે બેલ્જીઅમના રાજકારણથી વાકેફ નહોતો. અને એ વિશે લખવાની શકયતા જ નહોતી.

છતાં ય જર્મનસરકારની કનડગત ન ટળી. આખરે કંટાળીને કાર્લે જર્મન રાષ્ટ્રનું નાગરિકપદ છોડી દીધું.

તેના દુશ્મનોના વાગ્બાણ છૂટયાઃ 'કાર્લમાં દેશદાઝ નથી. એ સ્વદેશ વિનાનો રઝળતો રખડુ છે!'

મિત્રોએ સલાહ આપી કે બીજા કોઈ રાષ્ટ્રના વતની બની જાઓ.

કાર્લે બન્નેને જવાબ આપ્યોઃ 'આજે મારું જર્મની અકરમીઓના હાથમાં પડ્યું છે. તેમણે મને રઝળતો કર્યો છે. પણ જર્મની રાજાનું નથી, પ્રજાનું છે. એની મહેનતકશ પ્રજા એક દિવસ જાગશે અને મને મારું વતન પાછું આપશે. આઝાદ દુનિયામાં મારું જર્મની પણ આઝાદ બનશે. એ આઝાદી માટે હું આખર સુધી લડયા કરીશ. સાચો દેશપ્રેમ આંતરરાષ્ટ્રીય ભાવ દ્વારા જ વ્યક્ત થાય છે.

અને માકર્સ-એંગલ્સે દુનિયાની આઝાદીનો પાયો નાખ્યો. છૂટાંછવાયાં મજદૂર સંઘો અને કાર્યકરોને સાંકળી લેતું આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ લીગ સ્થાપ્યું. પરંતુ તેના કાર્યકરોમાં હજી સિદ્ધાંતોની ચોખવટ નહોતી. 'સાચા સમાજવાદી'ઓ કામદારોના નામની માળા તો જપતા, પણ મિલની દુર્ગંધ તેમનાથી સહેવાતી નહોતી. આરામખંડમાં બેસી શાંતિપૂર્વક, સભ્યતાપૂર્વક તેમને ક્રાંતિ લાવવી હતી. વર્ગવિગ્રહ તેમને માન્ય નહોતો.

મજદૂર નેતા પ્રૂધોં તો સંગઠનથી જ દૂર ભાગતો હતો. એ કહેતો કે ગરીબીની ચૂંક આવશે એટલે મજદૂરો આપમેળે રાડ પાડશે. એ પોતાને શાંતિપ્રિય અરાજકતાવાદી તરીકે ઓળખાવતો. અને મજદૂર સંગઠન તેમ જ હડતાળોનો સખત વિરોધ કરતો. તેમને રાજકારણથી દૂર રહેવાની શિખામણ આપતો. સ્ત્રીઓને પુરુષ સમોવડી માનવા

પણ તે તૈયાર નહોતો. તેણે પુસ્તક લખ્યું, 'ગરીબી-ફિલસૂફી.'

કાર્લે જોયું કે અમલ વિનાના વિચારો જેમ વાંઝીયા રહે છે, તેમ વિચાર વિનાનો અમલ આંધળો જ રહેશે.

માર્ક્સ અને એંગલ્સે નક્કી કર્યું કે વિરોધીઓની દરેકેદરેક દલીલનો વિગતવાર જવાબ આપવો. બન્ને મિત્રો ઇંગ્લાંડની સફરે ઉપડયા. ત્યાં એંગલ્સે જર્મન ફિલસૂફીની ટીકા કરતી સોળ પાનાની હસ્તપ્રત તૈયાર કરી. તે લઈને કાર્લ બ્રસેલ્સ પાછો ફર્યો. એ સોળ પાનાને આધારે તેણે ૮૦૦ પાના લખી નાખ્યા. કોઈ પણ વિષયના ઊંડાણમાં ઊતર્યા વિના કાર્લને ચેન પડતું નહિ. લેખકના નામ તરીકે એંગલ્સનું નામ ઉપર હતું, કાર્લનું નામ નીચે! આ પ્રત એંગલ્સના હાથમાં આવી ત્યારે તે ચકિત જ બની ગયો. પણ ખરી મુશ્કેલી તો હવે હતીઃ ક્રાંતિકારી પુસ્તકો છાપનાર પ્રકાશક મેળવવો એ રમત વાત નથી. આ પુસ્તક લખાયે ૯૦ વર્ષ વીતી જવા છતાં ય કોઈ પ્રકાશક ન મળ્યો. આખરે સન ૧૯૩૨માં સોવિએત યુનિઅને આ ગ્રંથ* પ્રસિદ્ધ કર્યો છે.

સન ૧૮૪૭માં કાર્લે પ્રૂધોંને જવાબ આપતી પુસ્તિકા લખી. તેનું નામ 'ફિલસૂફીની ગરીબી.' આજે તમામ માર્ક્સવાદીઓ માટે તે પાઠયપુસ્તક બની ગયું છે.

* આપણી ભાષામાં હજી તેનો તરજુમો થયો નથી.

ભૂખ–તરસની પરવા કર્યા વિના કાર્લ રાત–દિવસ પોતાના કામમાં મશગૂલ રહેતો. કમ્યુનિસ્ટ લીગની પ્રતિષ્ઠા વધવા લાગી. પેરીસનું 'ઇન્સાફ સંઘ' લીગ સાથે જોડાઇ ગયું. તેનું મૂળ સૂત્ર હતું, 'સર્વ ઈન્સાન ભાઈ ભાઈ છે!' હવે એ જૂના સૂત્રનો ત્યાગ કરી તેણે કમ્યુનિસ્ટ લીગનું નવું સૂત્ર અપનાવ્યું કે, "દુનિયાના મજદૂર એક થાવ!"



દુનિયાની તમામ સરકારો ચોંકી ઊઠી. તેમના ભાડુઆત અખબારોએ પ્રચાર શરૂ કર્યો: 'યુરોપ ભરમાં કમ્યુનિસ્ટ ભૂત ભમી રહ્યું છે.' તેમના આડતિયા જેવા વિચારકોએ આદેશ આપ્યો: 'સામ્યવાદીઓથી ચેતો! એ તમારી મિલ્કત જપ્ત કરશે. તમારી સ્ત્રીઓની આબરૂ લૂંટશે, તમારો રાષ્ટ્ર-પ્રેમ હરી લેશે.

કમ્યુનિસ્ટ લીગે ઠરાવ પસાર કર્યો કે લીગ તરફથી સત્તાવાર જાહેરનામું બહાર પાડીને આ હલકટ કુથલીને સણસણતો જવાબ આપવો. પણ એ લખે કોણ? લીગની કાર્યવાહી સમિતિએ જવાબ આપ્યો: 'માર્ક્સ અને એંગલ્સ.'

અને આમ, દુનિયાની મજદૂર ચળવળનો ધ્રુવતારો પ્રગટ્યો. ચાર પ્રકરણવાળી આ નાનકડી પુસ્તિકા ભલભલા ગ્રંથોની ગરજ સારે તેવી છે. તેની સરળ અને સચોટ

રજૂઆત આજે પણ કામદાર ચળવળને આગળ ધપાવી રહી છે.

તેના પહેલા પ્રકરણમાં—મૂડીવાદી સમાજ કેવી રીતે અસ્તિત્વમાં આવ્યો, તેની ખાસિયત શું છે, તેના ઉદરમાં ઉછરતો કામદાર વર્ગ કેવી રીતે અને શા માટે મૂડીદાર વર્ગનું નિકંદન કાઢી સમાજવાદની સ્થાપના કરશે, એ ટૂંકામાં જણાવ્યું છે.

બીજું પ્રકરણ દુશ્મનોના વાહિયાત આરોપોનો જવાબ આપે છે. એ કહે છે કે, પરસેવો પાડી રોટી કમાનારની મિલ્કત જપ્ત નહિ થાય એટલું જ નહિ, પણ સામ્યવાદી સમાજ તેમાં વધારો કરશે. ફક્ત પારકે પૈસે તાગડધિન્ના કરનારાઓની જ મિલ્કત જપ્ત થશે, અને સ્ત્રીઓની આબરૂ લૂંટવાનો તો સવાલ જ ઊભો થતો નથી. સ્ત્રીઓને પુરુષની મિલ્કત માનનારાઓ જ આવું વિચારી શકે. સામ્યવાદી સમાજમાં સ્ત્રીઓને સમાન અધિકાર આપવામાં આવશે. માણસાઈભર્યું જીવન જીવવાની તેમને તક મળશે.

અને સામ્યવાદ દેશદાઝ ઓછી નથી કરતો, તેને વધારે છે. કામદારવર્ગને તે આદેશ આપે છે કે, પોતપોતાના દેશને તે શોષકોના પંજામાંથી છોડાવે. આવા આઝાદ દેશો એક-બીજા જોડે મૈત્રી બાંધશે અને સામ્યવાદી વિશ્વમાં આંતર-રાષ્ટ્રીય બિરાદરી સ્થપાશે.

ત્રીજા અને ચોથા પ્રકરણોમાં જુદી જુદી છાપના સમાજ-

વાદીઓની ઊણપ બતાવી, કમ્યુનિસ્ટ લીગનો કાર્યક્રમ આપ્યો છે.

આઝાદ સંસ્કારી માનવને જાહેરનામું રાહ ચીંધે છે કે પૃથ્વી પર સ્વર્ગ ઉતારવાની રીત આ છે.



સામ્યવાદી જાહેરનામાની શાહી સુકાય ન સુકાય ત્યાં તો યુરોપના ક્ષિતિજ પર લાલિમા છવાઈ ગઈ.

ફ્રાન્સમાં ક્રાંતિની મશાલ પ્રગટી હતી. પ્રજાએ રાજાનો તાજ છીનવી લીધો હતો. એ મશાલના તેજે બેલ્જીઅમના ગાઢ અંધકાર પણ આછા કર્યાં, ત્યારે ફ્રેંચ રાજવીનો જમાઇ લીઓપોલ્ડ બ્રસેલ્સની ગાદીએ બેઠો હતો. સસરાની દશા જોઇ ચતુર જમાઇ વેળાસર ચેતી ગયો. તેણે શહેરના મોવડીઓને બોલાવી વિવેક કર્યોઃ

"હે શ્રીમાનો ! મને રાજીનામું આપવાની રજા આપો. મારે પ્રજાની મરજી વિરુદ્ધ રાજપાટ નથી જોઇતું !"

મોવડીઓએ ચાલ પારખી અંગત મૂડીની ટૂંકબુદ્ધિએ રાજા સાથે વફાદારીના કરારો કર્યાં. પોતપોતાની પેઢીનું હિત સાધી આમપ્રજાને દગો દીધો.

હવે, વિનયમૂર્તિ લીઓપોલ્ડ પોતાના ખરા સ્વરૂપમાં બહાર આવ્યો. તેણે બ્રસેલ્સમાં માર્શલ લૉ (લશ્કરી કાયદાનો અમલ)

જાહેર કર્યો. સભા–સરઘસો પર પ્રતિબંધ મૂક્યો, અને સામ્યવાદી લીગ પર તરાપ મારી.

ચમ, ચમ, ચમ, ખટ ! ખટ ! ખટટ–ખટ ! બ્રસેલ્સની પથરાળી સડકો પર સંગીનધારી સૈનિકોનાં પગલાં સંભળાતા હતા. માર્ક્સના ઘર આગળ આવી તે અટકી ગયા. ધડ ! ધડડ ! ધડ !

લેનચેન રસોડામાં હતી. જેનીએ બારણું ખોલ્યું.

"તમારા પતિ ક્યાં છે ?" અફસરે પૂછ્યું આમળી. જેની જવાબ આપે તે પહેલાં જ કાર્લ ત્યાં આવી પહોંચ્યો. તે બહાર જવાની તૈયારીમાં જ હતો.

"સર્વગુણસંપન્ન રાજશિરોમણિ મહાન લીઓપોલ્ડનું ફરમાન છે કે તમારે અમારી સાથે આવવું."

કાર્લ કશું બોલે તે પહેલાં જ નાગી તલવારોએ તેને ઘેરી લીધો.

"આ જુલમ....." જેનીના મોંમાંથી બોલ સરી પડયા.

"તમારે પણ અમારી સાથે આવવાનું છે !" આભી બની ગએલ જેની તરફ આંગળી ચીંધીને અફસર બોલ્યો.

"કારણ ?" કાર્લના પ્રશ્નમાં પડકાર હતો.

"એનો જવાબ જેલમાં મળશે." મદાંધ અફસર ત્રાડૂક્યો.

આગળ સૈનિક, પાછળ સૈનિક અને વચ્ચે કાર્લ તથા જેની. આ સરઘસ બહાર નીકળવાની તૈયારીમાં હતું ત્યાં ચાર વરસની જેની દોડીને માતાને વળગી પડી.

'આ, મને પણ સાથે લઈ જા. આ લોકો તને મારી નાખશે.'

કાર્લે બાળકીને ઉપાડી લીધી. અત્યાર સુધી એક હરફ પણ ઉચ્ચાર્યા વિના ઊભી રહેલ માતાની આંખમાં આંસુ ભરાઇ ગયા.

'હું મારા બાળકોને મળી આવું છું' તે બોલી, અને અફસર શું કહે છે તેની પરવા કર્યા વિના અંદર ચાલી ગઈ.

ઘોડિયામાં નાનકડો એડગર રમતો હતો. તેનું લાડકું નામ હતું મૂશ–કર્નલ મૂશ. તેને બે વરસની લૌરા હિંચોળી રહી હતી. જેની ઘૂંટણભર બેસી ગઈ અને બન્ને બાળકોને બાથમાં લઇ લીધા. એટલામાં બહારની ધમાલ સાંભળી હેલન દરમૂથ પણ આવી પહોંચી. 'લેનચેન, લીઓપોલ્ડના કૂતરાઓ બહાર ઊભા છે. અમને પકડવા આવ્યા છે.'

'સત્યાનાશ જાય એ સૂવરનું ! તમે એનું શું બગાડયું છે?'

'બધું જ. એના કાવતરા કાર્લ દરરોજ ખુલ્લા પાડે છે. એની મેલી બાજી અમે ચાલવા દેતા નથી.'

લૌરા માતાની કોટે વળગી રડવા લાગી. માતાની આંખમાંથી દડદડ આંસુ ખરતા જોઈને મૂશ દિંગ બની ગયો હતો. તે તો માતાનું હાસ્ય જોવા ટેવાયો હતો.

'જલદી કરો !' બહારથી અફસરની ત્રાડ સંભળાઈ. એ ધૂંઆંપૂંઆં થઇ રહ્યો હતો.

બાળકોને છોડતાં જેનીનો જીવ ચાલતો નહોતો. પણ શાણી લેનચેનની વાત સાચી હતી. જેલમાં તેમને સાથે લઈ જવાથી શો લાભ? તેણે મૂશને ચૂમી ભરી લેનચેનને સોંપી દીધો.

કાર્લ અને જેની બહાર પડ્યા. તેમની આગળ પોલીસ ચાલતી હતી, પાછળ શસ્ત્રધારી સૈનિકો હતા. જેનીએ પાછળ ફરી જોયું ત્યારે લોરા અને મૂશને બાથમાં લઈને લેનચેન ઉંબરા પર ઊભી હતી. તેના પગને વળગીને નાનકડી જેની દૂર ચાલ્યા જતાં મા-બાપ તરફ એકીટશે જોઈ રહી હતી. ચારેની આંખોમાં આંસુ હતા પણ કોઈના મોમાંથી અવાજ નીકળતો નહોતો. આ વટવાળા કુટુંબમાં દુશ્મનની સામે નબળાઈ બતાવતાં કોઈ શીખ્યું નહોતું.

સૈનિકોની સંગીનોની આરપાર, બારસાખમાં મઢાઈ ગએલા આ કરુણ છતાં ય ગૌરવભર્યા ચિત્રને નજરમાં ભરી લઈને જેની આગળ ચાલવા માંડી. તેણે ફરી પાછું ન જોયું.



જેલને દરવાજે પતિ-પત્નીને વિખૂટાં પાડવામાં આવ્યા. જેનીને સ્ત્રી કેદીઓની કોટડીમાં ધકેલીને જેલરે દરવાજો બંધ કરી દીધો.

આ કોટડીમાં પાંચ-સાત સ્ત્રીઓ એલફેલ પડી હતી. તેમના મોં રંગેલાં હતાં. એક ખાનદાન બાઈને પોતાની તરફ આવતી જોઈને પહેલાં તો તેમનામાં કુતૂહલ જાગ્યું.

'આપણને ઉપદેશ દેવા આવી લાગે છે.' એક શંકા પસાર થઈ ગઈ અને કુતૂહલને ઠેકાણે વેર વરસી રહ્યું.

પણ જ્યારે તેમણે જોયું કે જેની પણ તેમના જેવી જ એક કેદી છે, ત્યારે વેરનું સ્થાન મૂંઝવણે લઈ લીધું. ન કોઈ બોલ્યું કે ન કોઈ ચાલ્યું.

કોટડીના બંધિયાર વાતાવરણમાં સસ્તા દારૂની ગંધ માથું પકવી દેતી હતી. પણ જેનીએ નાક ન દબાવ્યું. કમનસીબ સ્ત્રીઓ સામે તેને ઘૃણા ન વછૂટી. ડોળ અને દંભ જેવી વાત તેના સ્વભાવમાં જ નહોતી. હસીને તેણે પોતાનો હાથ આગળ ધર્યો.

જેનીના દરેક હાવભાવમાંથી સાચું સ્રીત્વ ટપકતું. સમવડીયાની સાથે હાથ મિલાવતી હોય તેવી જ રીતે તે આગળ આવી પણ મૈત્રીનો હાથ સ્વીકારતાં બીજી સ્રીઓ અચકાઈ. 'અમે તો વેશ્યાઓ છીએ.' જેનીના મોં સામે જોયા વિના એક જુવાન સ્રી ધીમે સાદે બોલી.

પણ જેનીએ પોતાનો હાથ પાછો ન ખેંચ્યો. 'એમાં તમારો એકલાનો દોષ થોડો જ છે? પેટનો ખાડો પૂરવા જ તમે જાત વેંચાં છો. એ વેચવાની ફરજ પાડનાર સમાજ સાચો ગુનેગાર છે.'

સ્રીઓ ચકિત બની એકબીજા સામે જોવા લાગી.

'તમને શા માટે પકડયા?' એક બાઈથી ન રહેવાયું.

'એ ગુનેગાર સમાજને જડમૂળથી ઉખેડી નાખવાનું મારા-પતિએ વ્રત લીધું છે. અને તેને મારો સાથ છે એટલે.'

વેશ્યાઓ માટે આ અનુભવ નવો હતો. બરાબરીને તોલે તેમની જોડે વાત કરનાર જેની પહેલી હતી. તેમનામાં અનાયાસે અદબ આવી ગઈ. જેની માટે જગા સાફ કરી આપી. જેનીએ પોતાના બાળકોની વાત કરી. જેનીના દુઃખે આખી ઓરડી રડી પડી.



માર્ક્સ દંપતીની ધરપકડના સમાચાર આગની જેમ ફેલાઈ ગયા. શહેરમાં હાહાકાર મચી ગયો. લીઓપોલ્ડે જોયું કે આ તો કાચું કપાયું. માંડ થાળે પડતો મામલો ફરી કથળી પડશે.

બીજે જ દિવસે જેલરને ફરમાન મળ્યું: 'માર્ક્સ દંપતીને છોડી મૂકો. તેમને હદપાર કરવામાં આવે છે.'

કાર્લ અને જેની ઘેર આવ્યા ત્યારે પીરસ્યા ભાણાને હાથ અડાડ્યા વિના બાળકો ચુપચાપ બેઠા હતા. પણ મા-બાપ પાછા ફર્યાં ને વસંતની લહેર આવી. કરમાયેલાં ફૂલ ખીલી ઉઠયાં. બાળકો દોડીને તેમને વળગી પડયાં.

એ દિવસે લેનચેનની સાદી રસોઈમાં સૌએ અનેરો સ્વાદ ચાખ્યો.

થોડા દિવસ બાદ કાર્લની ટપાલમાં એક લાંબુ પરબીડયું આવ્યું.

તેના પર ફ્રેંચ સરકારની મહોર હતી. પેરીસની ક્રાંતિપ્રેમી જનતાના દબાણને વશ થઇને ફ્રેંચ સરકારે કાર્લને ફ્રાન્સમાં આવી વસવાનું આમંત્રણ આપ્યું હતું! ફ્રેંચ પ્રજાના વહાલથી કાર્લનું હૈયું નાચી ઉઠયું. તેણે ઉમળકાભેર ફ્રાન્સ જવાની તૈયારીઓ કરવા માંડી.

માર્શલ લૉ ઠોકાએલા બ્રસેલ્સમાં કમ્યુનિસ્ટ લીગની વડી કચેરી જોખમમાં હતી. ફ્રેંચ સરકાર તકસાધુ હોવા છતાં ફ્રેંચ પ્રજા કચેરીનું રક્ષણ કરી શકશે એવી ખાતરી હોવાથી, તેને પેરીસ ખાતે ખસેડવાની વ્યવસ્થા કરવામાં આવી. ત્યાં જઇ નવી મધ્યસ્થ સમિતિ સ્થાપવાની જવાબદારી કાર્લને સોંપવામાં આવી.

## ૬ : સન ૧૮૪૮ નો ક્રાંતિ-જુવાળ

પેરીસનું એક કૉફીઘર. એ શહેરમાં આશરો પામેલા અનેક જર્મન ક્રાંતિકારીઓ આજે ત્યાં આવ્યા હતા. સ્વદેશની જાલિમ સરકારને રણમેદાનમાં મળવા માટે તેઓ અધીરા બન્યા હતા.

'બોર્નસ્ટેડની યોજના શું ખોટી છે? ખુદ ફ્રેંચ સરકારે તેને બેરેકો ખાલી કરી આપી છે.....' એક ક્રાંતિકાર બોલ્યો.

'અને દરેક જર્મન સ્વયંસેવક દીઠ દરરોજ પચાસ

સેંટ આપે છે....આપણે સૈન્ય ઊભું કરવું જોઈએ.' બીજાએ તેને ટેકો આપ્યો.

'પણ આ બોર્નસ્ટેડ છે કોણ? કોઈ કહેતું હતું કે એ તો જાસૂસ છે.' ત્રીજાએ શંકા બતાવી.

'એવી વાતો તો ચાલ્યા જ કરે.' પહેલા ક્રાંતિકારે કહ્યું, 'તમને બાકુનીન પર તો વિશ્વાસ છે ને? ખુદ બાકુનીન આ યોજનાને ટેકો આપે છે.'

'તો વાત જુદી.' શંકા રજૂ કરનાર બોલ્યો.

એટલામાં લંબગોળ ટેબલને ડાબે ખૂણેથી એક ત્રીસેક વરસનો જુવાન ઊભો થયો. તેનું પહોળું કપાળ, કાળી ઝબકારા મારતી આંખો, કાળા ભમ્મર વાળ અને ભવ્ય દાઢી પર સૌનું ધ્યાન દોરાયું. ખંડમાં શાંતિ પથરાઈ ગઈ.

સૌ આ જુવાનની નેતાગીરી માનતું. એ જન્મજાત નેતા હતો કાર્લ માર્ક્સ.

'હું બોર્નસ્ટેડની યોજનાનો વિરોધ કરું છું.' કાર્લે ધડાકો કર્યો. 'તમે વિચાર તો કરો કે આ ફ્રેંચ સરકાર આપણને શામાટે મદદ આપવા માગે છે? એ જાતે કેવી છે?' કાર્લે આગળ ચલાવ્યું. ફેબ્રુઆરી ક્રાંતિ ફ્રેંચ કામદારે જીતી છે. તેમણે જ ફ્રાન્સનાં નાણાવટીઓના હાથમાંથી સત્તા લઈને ફ્રેંચ ઉદ્યોગપતિઓને આપી છે. પણ કૃતઘ્ન બનવું એ તો પૈસાદારોનો ધર્મ છે. કામદારોને તેમના હક્કનો ભાગ ન મળે એ માટે આજની ફ્રેંચ સરકાર આકાશ-

પાતાળ એક કરી રહી છે. તેમને પ્રજાસત્તાક જાહેર કરવું નહોતું. તા. ૨૫ મી ફેબ્રુઆરીની બપોર સુધી તેની જાહેરાત થઇ નહોતી, એ યાદ છે ને? પેરીસ કામદારોના પ્રતિનિધિ રાસ્પેલે બે લાખ કામદારો સાથે ટાઉન હૉલ પર ચડાઇ કરવાની ધમકી આપી ત્યારે જ હાંફળાફાંફળા માનદ સભ્યોએ પ્રજાસત્તાકની જાહેરાત કરી હતી. બે કલાકની અંદર કામદારે તેમને બંધારણની દલીલો છાપરે ચડાવવાની ફરજ પાડી ત્યારે પેરીસની દીવાલો પર સરકારી ઘોષણાપત્રો ચોડાઇ ગયાઃ 'ફ્રેંચ પ્રજાસત્તાક! આઝાદી, સમાનતા, બંધુભાવ!'

સન ૧૮૩૦ ના કડવા અનુભવ પછી ફ્રેંચ કામદાર સમજણો થવા લાગ્યો છે પણ હજી તેનો અનુભવ કાચો છે. બંધુભાવની પોકળ વાતોથી એનું ઉદાર નિખાલસ દિલ ભોળવાઇ જાય છે. રોટલો રળવાના હક્કની જ વાત લો ને. કામદાર પ્રતિનિધિ માર્શે તલવારની ધારે આરજી સરકાર પાસેથી દરેક નાગરિકને રોજી આપવાનું વચન મેળવ્યું હતું. પણ ફ્રેંચ સરકારે તે પાળ્યું ?.....'

'પણ એ બધી વાતોને આપણી સાથે શું લાગે વળગે?' પ્રેક્ષકમાંથી એકે કાર્લને આગળ બોલતા અટકાવ્યો.

'હા, બોર્નસ્ટેડની યોજના પ્રમાણે તો આપણે લોકોના લેગી કરીને જર્મની પર આક્રમણ કરવાનું છે. આપણે ક્યાં ફ્રેંચ પ્રજા સાથે લડવાનું છે?' બીજાએ સવાલ પૂછ્યો.'

"હું તમને પૂછું છું કે આવી તકવાદી સરકાર આપણને શામાટે મદદ કરવા તૈયાર છે ?" કાર્લે સહેજ પણ અવાજ ઊંચો કર્યા વિના પૂછ્યું.

કોઇ બોલ્યું નહિ. થોડીવાર પછી કાર્લે જ આગળ ચલાવ્યું, 'હું તેનો જવાબ આપું, એટલે તમને મારા વિરોધનું કારણ પણ સમજાશે.'

'ફ્રેંચ સરકાર બેકારીનો સવાલ લોકશાહી રીતે ઉકેલવા તૈયાર નથી. આપણા કમભાગ્યે બ્લાંકે જેવો વગદાર મજૂર-નેતા સરકારી તપાસપંચમાં દાખલ થયો છે. કામદારોએ સંગઠનનો હક્ક માગ્યો, ખાસ મજૂર પ્રધાન નીમવાની માંગણી કરી, તેના જવાબમાં ફ્રેંચ સરકારે આ પંચ સ્થાપીને કામદાર લડતને આડે પાટે ચડાવી દીધી છે.

આવા સંજોગોમાં ફ્રેંચ સરકાર પોતાના હિતને ખાતર આપણો ઉપયોગ કરવા માગે છે. ફ્રાંસમાં અનેક જર્મન કામદારો છે. એને લડાઇમાં મોકલી એ ફ્રેંચ કામદારોને નોકરી આપવા માગે છે. કામદાર વર્ગની આંતરરાષ્ટ્રીય એકતામાં ફૂટ પાડવાની તેની મેલી મુરાદ છે. એમાં આપણે શું તેને સાથ આપીશું ? હરગિજ નહિ.

માલિક-કામદારના દરેક ઝગડાઓનો નિકાલ માલિકની તરફેણમાં અપાય છે. બ્લાંકેની હાજરીમાં અપાય છે. પેરીસના લડાયક કામદારોને બહાર નોકરી આપવાને બહાને હદપારી મળે છે. ફ્રેંચ કામદાર એક દિવસ

જરૂર જાગશે: આપણે તેની લડતને સાથ આપવાનો છે. તેના દુશ્મનોના હાથનું આપણે રમકડું નહિ બનીએ ઓર્નસ્ટાડની યોજના આપણે નહિ સ્વીકારીએ.

વળી બીજી રીતે વિચારો. ક્રાંતિ એ કંઈ આયાત કે. નિકાસ કરવાનો માલ નથી. જર્મનીમાં વસતા કામદારો જાગશે ત્યારે જ ક્રાંતિ શરૂ થશે.'

કાર્લનું ભાષણ પૂરું થયું. ઓર્નસ્ટેડને ટેકો આપનારાઓ પણ ઢચુંપચુ થઈ ગયા. એ યોજના હાલ તુરત માટે તો બાજુએ મુકાઈ અને સભા વિસર્જન થઈ.

ક્રાંતિનું પારણું પેરીસ હિલ્લોળે ચડયું, તેના યુરોપ-ભરમાં પડઘા પડ્યાં. ક્રાંતિ ! ક્રાંતિ ! ક્રાંતિ !

તા. ૧૩મી માર્ચને દિન વિએનાએ હથિયાર ઉપાડયા. તા. ૧૮મીએ બર્લિનની ક્રાંતિ સફળ થઈ. જર્મન પ્રજા જાગી હતી. હવે બહારથી ચડાઇ કરવાની ઓર્નસ્ટેડની યોજના આપોઆપ ભૂલાઈ ગઇ.

કમ્યુનિસ્ટ લીગના તમામ સભ્યો એક એક કરીને જર્મની ભેગા થઇ ગયા. માર્ક્સ અને એંગલ્સ ર્‌હાઇનલેંડ પહોંચ્યા. ત્યાં જર્મન જાગીરદારી વિરુદ્ધ કામદાર વર્ગ અને ઉદ્યોગપતિઓનો સંયુક્ત મોરચો રચાતો હતો. કાર્લે તેને સાથ આપ્યો. પોતે તેના મુખપત્રનો તંત્રી બન્યો. કામદાર ચળવળના એ પહેલા માર્ક્સવાદી દૈનિકનું નામ હતું 'નૂતનર્‌હાઈન સમાચાર.'

વિએના અને બર્લિનના ઉઠાવમાં કામદારોએ તેમ જ વિદ્યાર્થીઓએ આગળ પડતો ભાગ ભજવ્યો હતો. વિએનામાં હજી પણ ૪૦૦૦ સશસ્ત્ર વિદ્યાર્થીઓ કામદારવર્ગ અને મૂડીદારો વચ્ચે ઝૂલી રહ્યાં હતા. એમણે લોકશાહી હક્કો માટે ચળવળ જારી રાખી. પણ જર્મન વેપારીઓને આ અશાંતિ પાલવે તેમ નહોતી. તેમના ગોદામોમાં મોંઘો માલ સલવાઈ ગયો હતો, કારણ કે, રાજદરબાર સાથે તેમના ધનિક ઘરાકો પણ શહેર છોડી નાસી ગયા હતા. ઉદ્યોગપતિઓ પણ મોંઘો માલ જ પેદા કરતા હોવાથી તેમણે વેપારીઓને સાથ આપ્યો. વળી, ફ્રેંચ કામદારમાં તેણે ભાવિ જર્મન કામદારનું ઉગ્ર સ્વરૂપ જોઇ લીધું હતું. આજનો કામદાર આવતી કાલે પરિપકવ બનશે ત્યારે પોતાનું ભવિષ્ય કાળું છે એ વાતની તેમને ખાતરી થઈ ગઈ. તેમણે પ્રજાને કહ્યું, 'હવે તલવાર મ્યાન કરો ! આપણને આઝાદી મળી ચૂકી છે. હવે વેપાર ધંધે લાગી જાઓ.'

પણ તંત્રી કાર્લે તેમને પકડી પાડયા. તેણે કહ્યું, 'તમે ભૂલો છો. ક્રાંતિના પહેલા પગથિયાને તમે તેનું અંતિમ ધ્યેય માની બેઠા છો, અમે તેમ નહિ માનીએ. કોઈને માનવા પણ નહિ દઈએ. અમે વિદ્યાર્થીઓને સાથ આપીશું. દરેક નાગરિકને રોટી રોજી અને સંપૂર્ણ સંસ્કારી જીવન જીવવાની તક ન મળે ત્યાં સુધી પ્રજાએ લડત જારી રાખવી જોઇએ. અસલ આઝાદી તો ત્યારે જ મળશે.

પણે પ્રજાને સાથ આપીશું.'

પણ ઉદ્યોગપતિઓ આ નક્કર સત્ય જીરવી ન શક્યા. ણે રાજાને છૂપી રીતે સુલેહના સંદેશા મોકલાવ્યા. પરંતુ એ તેમની નબળી નાડી પારખી લીધી અને પોતે ે પાટલે જઈ બેઠો. ઉદ્યોગપતિઓ ઉપર ઉપરથી તો ોધપક્ષમાં રહ્યા, પણ તેમના વિરોધમાં હવે બહુ દમ ો નહોતો. આથી, કાર્લનું કામ વધારે મુશ્કેલ બન્યું.

એ જમાનામાં જર્મની એક સંયુક્ત રાષ્ટ્ર નહોતું. સ્ટ્રીયા, પ્રશીઆ બવ્હેરીઆ આદિ જુદાં જુદાં રાષ્ટ્રોનું યુક્ત એકમ બનાવવાની પ્રજાની માંગને 'નૂતન હાઈન માચાર'નો પૂરો ટેકો હતો. કાર્લે તેને માટે જબ્બર દોલન ઊભું કર્યું.

ચૂંટણીઓ થઇ. ફ્રાંકફર્ટ શહેરમાં સંયુક્ત ધારાસભા ળી. પણ તેની સત્તા નામની જ હતી. એ જ દરમ્યાન ફર્ટમાં ૮૮ લોકશાહી સંસ્થાઓની પરિષદ મળી. ત્યાં ક કાયમી સંઘ સ્થાપવામાં આવ્યો. આ લોકશાહી સંઘની લોન શાખાનો નેતા હતો કાર્લમાર્ક્સ. સંઘનો એ પ્રાણ તો. બીજી શાખાઓ ઊંઘી ગઈ પણ સક્રિય ક્રાંતિકારી કાર્લની ખાનું કાર્ય સતત જારી રહ્યું. તેણે કિસાનોને હાકલ ી કે રાજાને કર ભરશો નહિ! તેણે પ્રજાને પડકાર કર્યો રાજાની ફોજો ગેરકાનૂની છે. તેને કર ઉઘરાવવાનો હક્ક થી. ધારાસભાના નવા કાયદાનો આ આદેશ છે. એ ગેર-ાનૂની ફોજોનો સામનો કરો!

રાજાને તેમ જ ધારાસભાને આ સંઘ ખૂંચવા લાગ્યો. તેમને 'નૂતન ર્‍હાઇન સમાચાર' આકરું લાગ્યું. પણ કાર્લને પકડવો કેમ? એમણે કાર્લની વિવિધ પ્રકારે કનડગત આદરી. ક્રાંતિની શરૂઆતમાં તેને નાગરિક હકકો પાછા આપવાનું વચન આપ્યું હતું. તે મુજબ કુટુંબપ્રેમી પિતાએ જેની તથા બાળકોને કોલોન બોલાવી લીધા હતા. પણ હવે સરકાર ફરી બેઠી. તેણે કાર્લને અપવાદ ગણ્યો. અને કહ્યું કે, 'જર્મન સરકારે ક્રાંતિકારીઓના હદપારી રદ કરવાનું વચન આપ્યું છે ખરું, પણ હાલ તુરત તો તે માર્કસને નાગરિક હક્ક પાછા આપી શકે તેમ નથી. માર્કસના કુટુંબ પર દેશવટાની નાગી તલવાર તોળાઈ રહી.

બીજી તરફ, તેના દૈનિકની આર્થિક હાલત પણ અત્યંત નાજુક હતી. તેની તમતમતી જબાન નિતનવા ગ્રાહકો આકર્ષી રહી હતી. જોતજોતામાં એનો આંકડો ૬૦૦૦ સુધી આવી પહોંચ્યો. પણ સાથે સાથે ખોટ પણ વધવા લાગી.

એટલામાં તા. ૨૨મી જુને પેરીસના કામદારોએ ભૂખે મરવાનો ઇન્કાર કર્યો અને ફ્રેંચ સરકાર વિરુદ્ધ હથિયાર ઉપાડયા. આપણો યુગ આજે બે મુખ્ય વર્ગો વચ્ચે વહેંચાઈ ગયો છે—તે કામદાર અને મૂડીદાર વર્ગ વચ્ચે ઇતિહાસમાં પહેલી જ વાર ખુલ્લું યુદ્ધ ફાટી પડયું. અને તરત જ કોલોનાનાં 'નૂતન ર્‍હાઇન સમચાર'ને મથાળે ખબર ચમકયાઃ

'પેરીસ લોહીમાં તરબોળ બન્યું છે. વિપ્લવમાંથી મહાન ક્રાંતિ જન્મી છે!' કાર્લે કહ્યું કે ફેબ્રુઆરીની ક્રાંતિ 'સુંદર'

હતી. પણ જુનની ક્રાંતિએ મૂડીવાદી અગભગતોનો એ 'સુંદર' મુખવટો ચીરી નાખ્યો છે.

પાંચ દિવસ બાદ એ કામદાર ક્રાંતિનો પહેલો ભડકો ઓલવાઈ ગયો ત્યારે કાર્લ માકર્સે મૃત્યુલેખ લખ્યો:

'ક્રાંતિ મરી ગઇ! ક્રાંતિ ઘણું જીવો! વિજેતાઓ હાર્યા છે. હારેલાઓ જીત્યા છે!'

યૂરોપભરના મૂડીદારો જે પેરીસ ક્રાંતિથી ત્રાહિ ત્રાહિ પોકારતા હતા, તેને બુલંદ અવાજે બિરદાવનાર તંત્રી, જર્મન ઉદ્યોગપતિઓને કેમ પોસાય? 'નૂતન હ્રાઇન સમાચાર'ના રહ્યાસહ્યા શેરહોલ્ડરો પણ પોબારા ગણી ગયા.

*

પેરીસનો લાલ સિતારો આથમી ગયો. યૂરોપભરની ક્રાંતિમાં ઓટ આવવા લાગી. પરંતુ ક્રાંતિનો ભરજુવાળ પળભરમાં ઓસરી જતો નથી. તેમાં ય તૂફાન જાગે છે. પ્રચંડ મોજાં ઊછળે છે. તેનો લાભ લઇને ક્રાંતિનો કપ્તાન યોજનાબદ્ધ પીછેહઠ કરવામાં સફળ નીવડે તો જ જનતાની શક્તિ ભાવી લડતો માટે સંઘરી શકાય છે.

કાર્લે જર્મનપ્રજાને વેળાસર ચેતવણી આપી કે ક્રાંતિ સાથે અડપલાં કરશો નહિ. યુદ્ધની માફક ક્રાંતિની પણ કળા છે. તેના નિયમોનું ઉલ્લંઘન કરનારાઓ હંમેશાં ખત્તા ખાય છે. ઉતાવળિયું પગલું ભરશો નહિ. નિર્ણયાત્મક

જંગનો દિવસ આવે તે પહેલાં જ જો તમે તમારી શક્તિ વેડફી નાખશો તો તેથી દુશ્મનના જ હાથ મજબૂત બનશે. તમારી કરતાં એ વધારે જોરાવર છે. તેનું સંગઠન વધારે સારું છે. તેને સત્તા ચલાવવાની આદત છે, આવડત છે. જોઇ વિચારીને પગલું ભરજો.

પરંતુ અકળાયેલી પ્રજા ધીરજ રાખી શકી નહિ. સમય પાકે તે પહેલાં જ નાના-મોટા ધીંગાણા ખેલાઇ ગયા, ને લાગ જોઇને દુશ્મને આક્રમણ આરંભ્યું.



તા. ૨૫મી સપ્ટેમ્બર, ૧૮૪૮ નો સૂરજ ઊગ્યો, ને કોલોન શહેરમાં જોરદાર અફવા ઊડી કે આજે જાહેર સભાને વિખેરી નાખવા માટે શાહી લશ્કર આવે છે.

બસ, પ્રજા ઉકળી ગઇ. લોકોએ કોલોનની શેરીઓમાં ઠેર ઠેર બેરીકેડો ખડી કરી દીધી. ગરીબોના ઘરની ઘરવખરી નાકે નાકે ખડકાઇ ગઇ. તેની પાછળથી લોકસેનાએ સરકારને પડકાર કર્યો, આવી જાઓ, હિંમત હોય તો! અમે અમારું રક્ષણ કરીશું. પ્રજાનો મિજાજ જોઇને લશ્કરી કમાંડર ઠંડો-ગાર બની ગયો. તેણે ફોજી પરેડની વાત મુલતવી રાખી.

થોડા દિવસ બાદ વાતાવરણ શાંત થયું. જનતાએ બેરીકેડો ઉઠાવી લીધી ત્યારે ફોજી કમાંડરે માર્શલ લૉ જાહેર કર્યો!

આવી અકારણ લશ્કરી હિલચાલની મુખ્ય નેમ 'નૂતન ર્‍હાઈન સમાચાર'ને આડકતરી રીતે બંધ કરાવવાની હતી.

અને આ વખતે દુશ્મનની આશા ફળી પણ ખરી. તા. ર૭મી સપ્ટેંબરનો અંક બહાર પડી શકયો નહિ.

ટમટમતા દીવાને અજવાળે કાર્લ અને જેની ધીમે અવાજે મસલત કરતા હતા. વાળુ કરીને બાળકો લેનચેન સાથે સૂવા માટે ચાલ્યા ગયા હતા.

'પણ હવે કરવું શું ? આપણે સંપાદકમંડળ વિખેરી નાખવામાં ઉતાવળ કરી.' જેની બોલી.

બે દિવસ બાદ શહેર પરથી માર્શલ લૉ ઊઠી ગયો ત્યારે કાર્લ સિવાયના બીજા સંપાદકો કયારનાયે જર્મનીની હદ વટાવી ચૂકયા હતા.

'અને 'જનરલ'ને તો અહીંથી મહામહેનતે ખસેડયા છે.' જેનીએ ઉમેર્યું.

'એનો ભાવનાશીલ સ્વભાવ....' કાર્લે વહાલથી વાકય અધૂરું મૂકી આગળ ચલાવ્યું. 'મુખ્ય સવાલ સંપાદકોનો નથી. તેને ખાતર એમની ધરપકડનું જોખમ ખેડવું એ વ્યાજબી નહોતું. આપણે પોતે જ થોડાં દિવસો સુધી તો કામ ચલાવી શકીએ તેમ છીએ. મુખ્ય મુશ્કેલી તો છે પૈસાની. દૈનિકની તિજોરીમાં ફૂટી બદામ પણ સિલક નથી.'

થોડીવાર સુધી બન્ને ચુપ રહ્યા.

'તમારો નવો મિત્ર કંઈ મદદ કરે તેમ નથી ?' જેનીએ મમરો મૂક્યો.

'કોણ ? ફ્રેલીગ્રાથ ? એ આપણી સાથે જોડાવા તૈયાર છે. પણ પૈસા ક્યાંથી કાઢે ? 'ફ્રેલીગ્રાથ પ્રખ્યાત જર્મન કવિ હતો.

'હું એક વાત કહું ?' જેનીએ નીચી નજરે સૂચવ્યું.

'તને કોઈ દિવસ ના કહી શકાય ખરી ? કાર્લે હસીને કહ્યું.

'મારા પિયેરથી આવેલ ચાંદીના વાસણો વેચીને છાપું ચલાવો.'

'ના.' કાર્લે જેનીનો હાથ પકડી લીધો. ધસમસતી ક્રાંતિ આપણે ઉંબરે આવીને ઊભી છે ત્યારે આપણે આપણો ધ્વજ નીચો નહિ ઉતારીએ, આપણાં દૈનિકે તેને વધાવી લેવા માટે જીવતાં રહેવું જ જોઈએ. પણ તું કહે છે એ રીતે નહિ.'

'તો કેવી રીતે ?'

'બાપુ તરફથી મને નાનો વારસો મળવાનો છે. તે પૈસા આજે ઉપાડી લઈએ તો કેવું ?' કાર્લે પૂછયું.

'તમારી જેવી ઇચ્છા.' જેની સહમત હતી.

અને એ રાતે દીવો ઓલવાઇ ગયો. બીજે દિવસે સવારે ઊઠીને બન્ને જણા ખડખડાટ હસી પડ્યા. એકે શરૂ કર્યું, 'ભલું થયું.' બીજાએ પૂરું કર્યું, 'ભાંગી જંજાળ !'

હવે માકર્સ દંપતી પાસે કોઈ અંગત મિલ્કત રહી નહોતી. સ્વાર્થત્યાગનો ઢંઢેરો પીટવાની કાર્લને ટેવ નહોતી. જેનીએ મિત્રને લખેલ પત્રમાંથી જ આપણે જાણી શકયા છીએ કે એ વખતે તેમણે સાત હજાર જર્મન રૂપિયા છાપા પાછળ ખર્ચ્યા હતા.

*

ઓકટોબર માસની શરૂઆતમાં એંગલ્સ વગેરે કોલોન પાછા ફર્યા. તેના બાપે પોતાના વર્ગદુશ્મનોના છાપાને એક પણ પાઈ પરખાવવાની 'ના' પાડી હતી.

આવા સંજોગોમાં તા. ૧૨મીને દિન દૈનિક ફરી બહાર આવ્યું ત્યારે દુશ્મનો સાથે નિર્ણયાત્મક જંગના દિવસો આવી પહોંચ્યા હતા. વિએના અને બર્લિનમાં વિપ્લવ જાગ્યો. કાર્લના છાપાએ જનશૌર્યના નવા પ્રકરણો બિરદાવ્યા. તેણે પ્રજાને કહ્યું કે, રજવાડી હિંસાનો જવાબ હિંસાથી જ આપી શકાય. નહિ તો તમારો જંગ કસાઈ અને બકરાં વચ્ચેની લડાઇ જેવો બની જશે.

કોલોનના લોકશાહી પક્ષે લડતનો આદેશ આપ્યો. આ અપીલ પર સહી કરનારાઓ ઠેર ઠેર ગિરફતાર થવા લાગ્યા. પણ કોલોનવાસીઓના આઝાદ મિજાજથી ડરતો કોલોનનો કમાંડર, કાર્લ તથા તેના મિત્રોને જેલમાં પૂરતાં અચકાયો. તેણે તેમને જ્યુરી (પંચ) સમક્ષ ખડા કર્યા.

મુકદ્દમાની તારીખ પડી. સરકારપક્ષ તરફથી દલીલો

પૂરી થઈ. કોર્ટમાં ગણગણાટ શરૂ થઈ ગયો. ન્યાયાધીશે નાની હથોડી ઠોકીઃ

'ખામોશ ! ખામોશ ! હવે આરોપીઓ તરફથી ડૉ. કાર્લ માર્ક્સને પોતાનો બચાવ રજૂ કરવાની અદાલતી રજા આપવામાં આવે છે.

સૌથી પહેલાં બાંકડા પર જેની બેઠી હતી. તેની આંખમાં આંસુ નહીં પણ નીડર વિશ્વાસ દેખાતો હતો. સૌની આંખો આરોપીના પાંજરા તરફ ફરી. કાર્લ ઊભો થયો. તેનો ધીર ગંભીર અવાજ સંભળાયોઃ

'માનવર ન્યાયાધીશ અને જ્યુરીના માનદ સભ્યો ! હું એક વકીલ છું. કાયદાની આંટીઘૂંટીઓ જાણુ છું. આજે સરકાર અમને રદ્દ થએલા કાયદાની રૂએ પકડે છે. અમારી ધરપકડ ગેરકાનૂની છે. જુન ક્રાંતિ અમે જીતી હતી. તેની પાવક જ્વાળામાં એ જૂનો રજવાડી કાયદો બળીને ખાક થઈ ગયો છે.'

'એ કાયદો ઘડનારા સાચા હતા કે તેને બાળનારા, એ વાતનો ફેંસલો ઈતિહાસ કરશે. આ જ્યુરીમાં તેને ઇન્સાફ કરવાની લાયકાત નથી.

'અમને પકડનાર ગુનેગાર છે. એમની ચાલ ગેરકાનૂની છે. આજે રાજા જીતે છે તો અમને ફાંસીને માંચડે ભલે ચડાવે. પણ કાયદેસર પગલાં ભરવાના ઢોંગ એણે છોડી દેવા જોઈએ. ધારાસભાએ ઠરાવ કર્યો છે કે રાજાએ કર ન ઉઘ-

રાવવા. અમે એ ઠરાવનો અમલ કરતા હતા. હવે ગુનેગાર કોણ? રાજા કે અમે?

'ધારાસભા પ્રજાના હક્કોનું જતન કરવા માટે અસમર્થ હોય તો તે પોતાના હક્કો પણ ખોઈ બેસે છે. કારણ કે, એ હક્કો તેને પ્રજાએ આપ્યા છે. રાજા પ્રતિક્રાંતિ કરે ત્યારે લોકો નવી ક્રાંતિ કરીને જવાબ આપે એ તદ્દન વ્યાજબી છે.

'નાટકનો પહેલો અંક પૂરો થઇ બીજો આરંભાયો છે. તેમાં કદાચ પ્રતિક્રાંતિ જીતશે પણ ત્રીજા અંકમાં તો લોકક્રાંતિનો જ વિજય થશે. એ સુખાંત અનિવાર્ય છે!'

ન્યાયસભા સ્તબ્ધ બની આ ધીખતા જ્વાળામુખી સામે એકીટશે જોઇ રહી હતી. તેમના શ્વાસ અદ્ધર ઊડી ગયા હતા. થોડા સમય માટે કોર્ટની કાર્યવાઇ બરખાસ્ત કરવામાં આવી. પછી જ્યુરીના મોવડીએ અદાલતમાં આવીને કાર્લનો આભાર માન્યો. લોકશાહી કાયદા વિષે આવું બોધપ્રદ ભાષણ આપવા માટે મુબારકબાદી આપી અને જ્યુરીએ ચુકાદો આપ્યોઃ

'ડૉ. કાર્લ માર્ક્સ અને તેમના સાથીઓને સત્વર મુક્ત કરો!'

*

પણ હવે જર્મન ક્રાંતિની ઓટ વેગ પકડી રહી હતી. તેથી 'નૂતન હાઇન સમાચાર' ખુલ્લું રણમેદાન છોડી ગેરીલા બન્યું.

કોલોનના કમાંડરનો ગુસ્સો હાથથી ગયો. પણ બીંદડીની ડોકે ઘંટડી બાંધે કોણ? તેણે પોલીસના વડાને કહ્યું કે, 'તમે કાર્લ માર્કસને પકડો!'

પણ પોલીસનો વડો હોળીનું નાળિયેર શા માટે બને? તેણે આ દરખાસ્ત પ્રાંતના સરસૂબા પર મોકલી આપી. પણ કાર્લ માર્કસ જેવા લોકપ્રિય નેતાને પકડવો એટલે પોતાની આબરૂના કાંકરા કરવા બરાબર હતું. સરસૂબાએ હળાહળ ઝેરનો ઘટો ગૃહપ્રધાનના હાથમાં સોંપ્યો.

આ તો મોંમાં ફળફળતું બટેટું આવી પડયા જેવી વાત હતી. કાર્લને પકડવા બધા જ ઇંતેજાર હતા, પણ તેને પકડતા સૌ ડરતા હતા. તેમણે હ્રાઇન પ્રાંતના પ્રમુખની સલાહ માગી. તે પણ કાર્લને ગિરફતાર બનેલો જોવા રાજી હતો. પણ જનઆંદોલનનું તેને ભાન હતું. તેણે કહ્યું કે માત્ર રાજવિરોધી પ્રચાર માટે તેને પકડશો તો પ્રજા નહિ માને, એ કોઇ ચોક્કસ ભૂલ કરી બેસે તેની વાટ જુઓ, અને એ નિમિત્તે જરૂર કરતાં વધારે સજા ઠોકી દો. કાયદામાં ભલેને એ પારંગત હોય, પણ નજીવી ભૂલો તો માણસ માત્ર કરે છે.

પરંતુ કાર્લ માથાનો નીકળ્યો. તેની રાહબરી તળે છાપું કાયદાના સકંજામાંથી આબાદ રીતે છટકી જતું હતું. આખરે અકળાઇને સરકાર નફ્ફટ બની. કાર્લને રાજવિરોધી પ્રચાર કરવા માટે જ તેણે હદપાર કર્યો!

હદપારીનો હુકમ આવ્યો ત્યારે કાર્લ કોલોનમાં હાજર નહોતોઃ ક્રાંતિના ચડતા જુવાળ વખતે મદદ કરવાનું વચન આપેલ રેમપેલ નામના મૂડીદાર પાસે તે ફાળો ઉઘરાવવા માટે હેમ શહેર ગયો હતો.

ક્રાંતિની ઊતરતી કળા જોઈને વાણિયાએ પાઘડી ફેરવી નાખી. પણ ખુદ કાર્લનું મોં તોડતા તે અચકાયો, અને એક મિત્ર પાસેથી ત્રણસો માર્ક (ચલણી નાણું) અપાવ્યા.

કાર્લ કોલોન પાછો ફર્યો ત્યારે તેણે હદપારીનો હુકમ વાંચ્યો. તેને ખાનામાં મૂકીને પોતે આખરી અંક બહાર પાડવાની તૈયારીઓ કરવા માંડી.

આ અંક લાલ શાહીથી છપાયો હતો. તેમાં ફ્રેલીગ્રાથનું વિદાય ગીત ગાતું હતુંઃ

'સલામ ! લડતની દુનિયાને સલામ.

સલામ ! ઝઝૂમતા હરીફોને સલામ.

સલામ ! મેશજામ્યા ખેતરોને સલામ.

સલામ ! નાગી તલવારને સલામ.

સલામ ! ઓ જગત—પણ આખરી નહિ.

દુશ્મનોના ઘા છતાં આત્મા અમર છે વીરલા ! પાછો ફરીશ હું એક દિન અને મ્યાનમાંથી ખેંચીશ મારી તાતી તલવાર.'

આખરી અંક વાચકોના હાથમાં આવ્યો. તેનો અક્ષરે-

અક્ષર બોલતો હતોઃ 'અમે દુશ્મનો સામે તરણું આલ્યું નથી.'



તે દિવસે મોડી રાત સુધી કાર્લ પાછો ફર્યો નહિ. ડૂબતા વહાણના કપ્તાનને હજી ઘણું ઘણું નિપટાવવાનું બાકી હતું. છાપખાનાનાં બીલ, કાગળના વેપારીઓનું લેણું, અને એવું તો બીજુ ઘણું ય.

'કાર્લ ! જો, આટલા રૂપિયા મળ્યા છે.' શાહુકારની દુકાનેથી સીધી કચેરી પર આવીને જેનીએ કહ્યું.

'હાશ ! હવે નિરાંત છે. આપણી પાસે હવે કશું સિલક રહ્યું છે ખરું ?'

'હા, પેલા ચાંદીના વાસણો. આ પૈસા તો આપણું ફર્નીચર અને કપડાં ગીરવી મૂકીને લાવી છું.'



કોલોનથી માર્ક્સ કુટુંબ પેરીસ આવ્યું. જેનીના ચાંદીના વાસણો કટકે કટકે વેચીને તેમનું ગુજરાન ચાલતું હતું.

એટલામાં એક સવારે ફ્રેંચ સરકારનું ફરમાન આવ્યું. પેરીસના દેદાર બદલાઇ ગયા હતા. તેના પર પ્રતિક્રાંતિ સવાર બની બેઠી હતી. આવી સરકાર પણ માર્ક્સને સીધો જાકારો આપતાં ભોંઠી પડે એવી જબ્બર માર્ક્સની પ્રતિષ્ઠા હતી. તેણે લખ્યું હતું કે, 'તમે પેરીસ છોડી મોરબિહાન જિલ્લામાં જઇ વસો.'

કાર્લ દુશ્મનોની રમત પામી ગયો. તેણે સરકારને જવાબ આપ્યો, 'તંદુરસ્તી માટે ખતરનાક એવી જગામાં મોકલીને તમે મને મારી નાખવા માગો છો! પ્રજાનો નોતર્યો હું આવ્યો હતો. તમે ફ્રેંચપ્રજાને તેમ જ તેમની ક્રાંતિના તમામ મિત્રોને દગો દીધો છે. હું ભારે હૈયે ફ્રાન્સ છોડી જાઉં છું.'

*

માર્ક્સ કુટુંબે લંડન ભણી પ્રયાણ કર્યું. તા. ૫મી સપ્ટેંબરે કાર્લે ફ્રેલીગ્રાથને કાગળ લખ્યો કે, 'હું લંડન જાઉં છું. જેની બાળકો સાથે પંદરમીએ ઊપડશે. ત્યાં સુધીમાં તેમના ગાડીભાડાના પૈસા પણ હું ઉઘરાવીને મોકલી શકીશ કે કેમ તેની મને શંકા છે....!'

## ૭ : લંડન–નિવાસ

ધુમ્મસના ધાબળામાં લપેટાઇને લંડન શહેર હજી ઊંઘતું હતું, ત્યાં બંદરના ઓવારા પર એક વહાણે લંગર નાખ્યું. કૂકડો બોલે ને એકુ જાગી જાય તેમ ખલાસીઓના દેકારા શરૂ થઇ ગયા.

વહાણમાંથી એક પ્રૌઢ સ્ત્રી બે બાળકીઓને આંગળીએ વળગાડી નીચે ઊતરી. તેમને કિનારા પર મૂકી તે ફરી

વહાણમાં ચડવા જતી હતી, એટલામાં પાછળથી ઊંડો સાદ સંભળાયો: 'લેનચેન...!'

કાર્લ ઉતાવળો ઉતાવળો તેમની તરફ આવી રહ્યો હતો. બાળકીઓ દોડીને બાપને બાઝી પડી. એ બન્નેને ચાર ચાર ચૂમીઓ ભરીને નીચે ઉતારતા ઉતારતા કાર્લે અધીરા બની પૂછવા માંડયું, 'જેની ક્યાં છે? તેની તબિયત કેમ છે હવે? અને મારો મૂશ? કર્નલ મૂશ કેમ દેખાતો નથી?'

નાના મામાના નામ પરથી કાર્લના મોટા પુત્રનું નામ એડગર રાખવામાં આવ્યું હતું, પરંતુ યુરોપમાં હુલામણાનું નામ આપવાની પ્રથા બહુ જ પ્રચલિત છે. એડગર સૌનો લાડકો હતો. અને બાપ-દીકરો નવી નવી રમતો ઉપજાવી કાઢતા. એકવાર લડાઇ લડાઇની રમત રમતી વખતે એડગરનું નામ પડી ગયું-'કર્નલ મૂશ.'

'બધા મજામાં છે' લેનચેને જવાબ આપ્યો. અને તે વધારે બોલે તે પહેલાં જ વહાણના કઠોડા પરથી ઘંટડીનો રણકાર સંભળાયો-'કાર્લ !....ઓ ડડ.....'

જેની નાનકડા મૂશને તેડીને કઠોડા પર ઊભી હતી. મા-દીકરો બન્ને હાથ હલાવતા હતા. છલંગ ભરીને એકી શ્વાસે કાર્લ સીડી ચડી ગયો. અને જેનીના હાથમાંથી મૂશને અદ્ધર ઉપાડી લઇ બોલ્યો,

'જેની !.... કેટલા દિવસ થઈ ગયા....જેની ! મેં આપણી મઢુલી એવી સરસ રીતે ગોઠવી દીધી છે કે તું જોઈને છક થઈ જઈશ....' લાગણીવશ કાર્લ બોલતો હતો ત્યારે જેની ઘડીકમાં માથું ધુણાવતી તો ઘડીકમાં હસી પડતી. એમને જોઈને હેલને છાનામાના દુઃખણાં લઈ લીધા અને હમાલને બોલાવી સામાન ઉતરાવવા લાગી.

જેનીને હવે પૂરા દિવસો હતા. કુટુંબને લઈને પ્રેમાળ પિતા જે 'મઢુલીમાં' આવ્યો તે લંડનના ચેલ્સી નામના પરાની એક ચાલની બે ઓરડીઓ હતી. એના મૂળ ભાડુ-આત પાસેથી કાર્લે તે પેટા ભાડે રાખી લીધી હતી. અહીં જ નવેમ્બર ૧૮૪૯માં જેનીએ તેમના ચોથા બાળકને જન્મ આપ્યો. આ દીકરાનું નામ પાડયું ગીડો. ગળથુથીમાં જ અનેક ચિંતાઓ પીને જન્મેલું બાળક આ દુનિયામાં આવીને એક રાત પણ નિરાંતે સૂતું નહિ. બબ્બે કલાકમાં તે ઝબકીને જાગી જતો અને ચીસો પાડવા માંડતો, તેને દરરોજ કોઈ ને કોઈ દુઃખાવો ઊપડયો જ હોય. હેલન બિચારી તેના ઘરગથ્થુ ઉપચારો કરે જતી, પરંતુ એક વરસ સુધી રિબાઈ રિબાઈને આખરે ગીડો મરી ગયો. તેને આ દુનિયા ન ગમી. એવી દુનિયાને સત્વર બદલાવી નાખવાનો તેના મા-બાપનો નિર્ધાર વધારે મજબૂત બન્યો.

શોકમાં ડૂબેલા આ કુટુંબ પાસે એક દિવસ, ઘર-માલિક આવ્યો અને ઊભા ઊભા ઘર ખાલી કરાવ્યું. કાર્લ ઘરનું

ભાડું મુખ્ય ભાડૂતને આપતો. આ શખ્સે પૈસા ઘર-માલિકને પહોંચતા નહિ કર્યા હોય એટલે માલિકે માર્ક્સને ઘર બહાર કાઢયો હતો. પણ લંડનમાં ઘર મેળવવું-અને તે પણ એક પરદેશી માટે-એ સહેલું કામ નહોતું. આજની જેમ ત્યારે અંગ્રેજી સરકાર પરદેશી ક્રાંતિકારીઓની કનડગત ન કરતી, એ વાત સાચી; પરંતુ પૈસેટકે સુખી લોકોને પરદેશીઓ જોડે બહુ હળવુંમળવું ગમતું નહિ. સામ્રાજ્યના ગુમાનમાં એ લોકો પોતાને દેવના દીધેલા ગણવા લાગ્યા હતા.

વળી એંગલ્સ હજી યુરોપમાં જ હોવાથી લંડનમાં કાર્લની ઓળખાણપિછાણ પણ નામની જ હતી. રોજિંદા જીવનની નાની બાબતોમાં કાર્લને બહુ ગતાગમ નહોતી પડતી. કાર્લ કરતાં એ વખતે જેનીનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન વધારે હતું, પરંતુ એ બિચારી કાયેવાસે ઘર શોધવા શી રીતે નીકળે ? માંડ માંડ લીસ્ટર સ્વેઅરની એક જર્મન હૉટેલમાં કાર્લને ઓરડી મળી. થોડા દિવસો સુધી તો આખું કુટુંબ એક ઓરડીમાં સાંકડમુકડ પડી રહ્યું, પણ તેનું ભાડું પોસાય તેમ નહોતું. આખરે સોહો સ્વેરની ડીન સ્ટ્રીટમાં તેમને બે ઓરડીઓ મળી ગઈ. આ લત્તો તદ્દન ગરીબ હતો. લંડનની સુધરાઈને તેના આરોગ્યની કશી દરકાર નહોતી.

એવા સોહો સ્વેરનું અઠ્ઠાવીસ નંબરનું નાનકડું ઘર આજે ઇતિહાસને પાને ચડી ગયું છે; કારણ, ત્યાં જ માર્ક્સે

પોતાના ભરચક જીવનના પૂરા છ વરસ વીતાવ્યા છે. જીવનની નજીવી વિગતોમાં તણાઈ જવાને બદલે સાચી પ્રતિભા કેટલી ઊંચે ઊડી શકે છે, એ વાતની આ મૂગી દીવાલો સાક્ષી પૂરે છે.

આવી અંગત હાડમારીઓ વચ્ચે ય સાચો ક્રાંતિકાર, જર્મન સરકારની જીત કબૂલવા તૈયાર નહોતો. 'નૂતન ર્‌હાઈન સમાચાર' એની પકડમાં ઝડપાઈ ગયું, તેના જવાબમાં માર્ક્સ અને એંગલ્સના નામે ૧ લી જાનેવારી ૧૮૫૦ ને દિન નવા છાપાનું નિવેદન બહાર પડયું. તેનું નામ હતું, 'નૂતન ર્‌હાઈન રીવ્યુ.'

બહોળા કુટુંબની જંજાળમાં અટવાએલી જેની હંમેશાં માર્ક્સને સાથ આપતી. તેણે નવા પત્રના વ્યવસ્થાપકની ઘણી જવાબદારીઓ પોતાને માથે ઉપાડી લીધી. નિવેદન કહેતું હતું કે શરૂઆતમાં તે ૮૦ પાનાના દળદાર માસિક રૂપે બહાર પડશે. સહેજ પણ પૈસાની મોકળાશ થાય કે તરત જ તેને પખવાડિક અને શક્ય હોય તો અઠવાડિક બનાવી દેવામાં આવશે. અને ત્યાં સુધીમાં જો જર્મની પાછા ફરી શકાય એવા સંજોગો ઊભા થાય તો તે ફરી દૈનિકરૂપે જર્મનપ્રજા સમક્ષ હાજર થશે ! 'નૂતન ર્‌હાઈન સમાચારે' પોતાનો આખરી બોલ પાળ્યો હતો. તેણે દુશ્મન સામે શિર ઝુકાવી તલવાર મ્યાન ફરી નહોતી. ફરી તલવાર ઉગામવાના તેના વચન ટાઢા પહોરના ગપ્પા નહોતા.

પરંતુ, લંડન આવ્યા પછી નાણાંની તંગી કદી દૂર થઈ નહિ. ગરીબી સામે મરણિયો બની ઝૂમતો ક્રાંતિનો સૈનિક, 'રીવ્યુ' ના માત્ર છ અંકો જ બહાર પાડી શક્યો. વળી, તેનો માર્ગ સરળ બનાવી દેવા માટે જર્મન સરકાર આતુર તો નહોતી જ. જર્મનીના હેમ્બર્ગ શહેરમાં આ છાપું છપાવાનું હતું. ત્યાં પ્રશીઆની ફોજ થાણું જમાવીને પડી હતી. રીવ્યુને માટે ગ્રાહકો બનાવવા એ પણ લોઢાના ચણા ચાવવા બરાબર હતું. તેમનો મિત્ર લાસેલી માંડ પચાસ ગ્રાહકો નોંધાવી શક્યો, ફ્રાંકફૂર્ટમાં માર્ક્સનો મિત્ર વેડીમેયર માત્ર ૧૦૦ કૉપીઓ જ મંગાવી શક્યો. છ માસની દોડધામને અંતે તેણે ફક્ત ૫૧ ગીલ્ડર (જર્મન નાણું) ભેગા કર્યા હતા.

ત્યારે કાર્લને ઘેર બે ટંક ખાવાના સાંસાં હતા. તેણે ઓક્ટોબરમાં વેડીમેયરને પત્ર લખી જણાવ્યું કે ત્યાંના એક શાહુકારને ત્યાં જેનીના ચાંદીના વાસણો ગીરવી પડયા છે, તેમાંથી નાનકડી જેનીનો ચાંદીનો ચમચો બાકી રાખી બીજા બધા વાસણો વેચી નાખે અને પૈસા તત્કાળ રવાના કરે, નહિ તો કામ ચાલુ રાખવું અશક્ય છે.....

એંગલ્સ રખડતો રખડતો યુરોપથી લંડન પાછો ફર્યો, ત્યારે કાર્લના ઘરની હાલત જોઈને તેણે મનમાં ગાંઠ વાળી લીધી કે પોતે મેંચેસ્ટર જઈને નોકરી લઈ લેવી. અને માર્ક્સને મદદ કરવી.

રીવ્યુનો છેલ્લો અંક નવ્હેંબર માસમાં બહાર પડયો, ત્યારથી બે દસકા સુધી માર્ક્સ અને એંગલ્સનું સીધું સહ-કાર્ય અટકી ગયું. કાર્લ લંડન રહ્યો ને એંગલ્સ બાપની પેઢીમાં નોકરી કરવા મેંચેસ્ટર ઉપડી ગયો. બે લોકો સાથે બેસીને ન લખી શકતા પણ છતાં ય તેમના અંગત કે જાહેર જીવનની નિકટતા ઓછી ન થઇ. દરરોજ પત્રો દ્વારા તે પરસ્પર વિચારોની આપ-લે થતી. વારે તહેવારે થોકબંધ ભેટ સોગાદો લઇને 'જનરલ'—એંગલ્સનું માર્ક્સ કુટુંબે પાડેલ હુલામણાનું નામ—ટપકી પડતા ત્યારે ડીન સ્ટ્રીટની ઓરડીઓ આનંદથી થનગનવા લાગતી.

પરંતુ એંગલ્સ જેવા વીરલા કોઇકજ નીકળે. બીજા મિત્રો પાસેથી મદદની ખાસ આશા રાખવી નકામી હતી. એક દિવસ અકળાઈને જેનીએ વેડીમેયરને લખ્યું, 'મારા પતિનો સમય નજીવી ઉપાધિઓ વેડફી નાખે છે, તે જોઈને મારું હૈયું વલોવાઈ જાય છે. તેની જરૂરિયાતો એટલી ઓછી છે કે કોઇ ધારે તો નજીવો પ્રયત્ન કરીને પણ તેને જરૂર મદદ કરી શકે. બીજાઓની કઠણાઈઓમાં મદદ કરવા દોડી જતો કાર્લ આજે પોતે મદદવિહોણો બની ગયો છે. એમ ન સમજતા કે અમે કોઇની મદદ માટે ભીખ માગીએ છીએ, પણ જે લોકો કાર્લ પાસેથી આટઆટલી નવી પ્રેરણા પામ્યા છે, તેમની શું એટલી યે ફરજ નથી કે તેના 'રીવ્યુ' નો કારભાર જરા વધારે ચીવટ પૂર્વક સંભાળે?

એમ કરવા તેઓ બંધાએલા છે, એમ મને તો લાગે છે- અને એ કહેતા મને શરમ પણ આવતી નથી.

મને ઘણીવાર ડૂમો ભરાઇ જાય છે, પણ કાર્લના ખ્યાલો જુદાં જ છે. એને ભાવીમાં વિશ્વાસ છે, તેણે કદી ય એ વિશ્વાસ ગુમાવ્યો નથી, અને કપરામાં કપરી મુશ્કેલીઓમાં ય તેનો આનંદી સ્વભાવ ઘર ગજવી મૂકે છે. મને ખુશ મિજાજમાં જુએ કે તરત એ ગેલમાં આવી જાય છે, અમારા બાળકો પણ મને બહુ જ લાડ લડાવે છે, અને એ જોઇને કાર્લ ખુશ ખુશ થઈ જાય છે....'

અને માતાના લાડ કરતા બાળકોમાં સન ૧૮૫૧ના માર્ચ મહિનાએ એક નવો વધારો કર્યો. માર્ક્સને ઘેર ફ્રાંઝિસ્ટા જન્મી. સુવાવડ તો સહેલાઇથી પસાર કરી પણ માનસિક ચિંતાઓને લીધે જેની માંદી પડી. ઘરમાં રાતી પાઈ પણ હતી નહિ. લંડનના કામદાર મિત્રો રૂપિયા-બે રૂપિયા આપી જતા. ત્યારે કાર્લ હસીને કહેતો કે લોકો વાતો ઉડાડે છે કે હું કામદારોનું શોષણ કરીને કામદારોની સરમુખત્યારી સ્થાપવા નીકળ્યો છું !



૧૮૪૯ની પાનખર સુધીમાં કમ્યુનિસ્ટ લીગના તમામ સભ્યો ઇંગ્લાંડ ભેગા થઇ ગયા હતા. અહીં લીગ ફરી સજીવન થયું. પરંતુ શરૂઆતમાં જ ધડાકો બોલી ગયો.

ક્રાંતિના દુશ્મનો પર દાઝ તો સૌને ચડી હતી પરંતુ વિલીચ અને શેપરની આગેવાની તળે કેટલાંક જુવાનો તો તદ્દન

ગાંડાતૂર બની ગયા. આમ જનતાના વિશાળ આંદોલન પરથી તેમનો વિશ્વાસ ઉડી ગયો. માર્ક્સબાપાએ તેમને કહ્યું: 'આકળા ન થાઓ, ઠંડા પડો ! દુશ્મનોની જીત પછી અસલ પરિસ્થિતિ શું છે તે બારીકાઈથી તપાસો. તમે એવી તપાસમાં માનતા નથી એટલે જ એકની એક વાત પોપટની જેમ રટ્યા કરો છો. ને જીવતા સિદ્ધાંતોને જડ બનાવી દો છો. તમને એમ લાગે છે કે તમને ઈચ્છા થઈ કે તરત જ ક્રાંતિએ સફળ બનવું જોઇએ. ના, ભાઇ ના. તમારી ઈચ્છાને લીધે નહિ પણ નક્કર વાસ્તવિકતાના જોર પર જ ક્રાંતિ ચાલે છે.

અમે કામદારોને કહીએ છીએ કે તમારે પંદર, વીસ–અરે પચાસ વરસો સુધી આંતરવિગ્રહમાં તપાવું પડશે. એ ભઠ્ઠીમાં તપાઇને બહાર નીકળશો તો જ તમે આજની હાલત બદલાવી શકશો. એટલું જ નહિ, પણ રાજકર્તા બનવાની લાયકાત પણ કેળવી શકશો. સત્તા ચલાવવાની આવડત આ લાંબી લડત જ તમને આપશે. પરંતુ તમે તો કામદારો પર હુકમ છોડો છો કે આજને આજ અબઘડીએ જ રાજસત્તા કબજે કરો, નહિ તો અમે–તમારા ઉદ્દામ નેતાઓ–લાંબા થઈને સૂઇ જઇશું!

અમે જર્મન કામદારને તેની ઊણપો બતાવી તે દૂર કરવા માટે સમજાવીએ છીએ ત્યારે તમે તેમના રાષ્ટ્રીય વહેમો અને જર્મન કારીગરની સાંકડી વાડાખોરીને પંપાળી

પંપાળીને સસ્તી લોકપ્રિયતા કમાઓ છો. આજે તેમને તમારી વાત મીઠી લાગે છે—અને લાગે જ ને ? જૂના નેતાઓ જેમ 'જનતા' શબ્દનો મલાવી મલાવીને ઉપયોગ કરતા હતા તેમ તમે 'કામદાર' શબ્દનો મંત્ર વાપરો છો. પરંતુ યાદ રાખજો, તમારી ભૂસકી લાંબો વખત નહિ ટકે. . .

આ 'ઉદ્દામ ગ્રૂપ'ની લીગમાં લઘુમતી હતી, પણ હજી હમણાં જ ઊગીને ઊભું થતું લીગ એમના ઝગડાઓની હડફેટમાં ન આવી જાય એટલા માટે બહુમતીએ નિર્ણય કર્યો કે લીગનું વડુ મથક લંડનથી કોલોન ખાતે ખસેડવું અને ત્યાં જ નવી મધ્યસ્થ સમિતિ સ્થાપવી. લંડન જિલ્લામાં બે શાખાઓ સ્વતંત્ર રીતે કામ કરે અને મધ્યસ્થ સમિતિ જોડે સીધો સંપર્ક રાખે. પરંતુ લઘુમતી એ વાત સ્વીકારવા તૈયાર નહોતી. લંડનમાં વિલીચ અને શેપરનું જોર હતું. નકામી લમણાઝીકમાં પડવા કરતાં માર્ક્સ અને તેના નિકટ મિત્રોએ લીગમાંથી છૂટા થવામાં જ ડહાપણ માન્યું.

અને કાર્લ લંડનની જાહેર પ્રવૃત્તિઓમાંથી લગભગ નિવૃત્ત બની ગયો. લંડનના નિર્વાસિતોની કુથલીઓથી તો માર્ક્સ પહેલેથી જ દૂર હતો. એ જમાનામાં લંડન, યૂરોપભરમાંથી હદપાર થયેલા ક્રાંતિકારીઓનું વિરામસ્થાન બન્યું હતું. નિર્વાસિતોની રાહતસમિતિ દ્વારા તેમનું જાહેર કાર્ય ચાલતું. પરંતુ માતૃભૂમિની હૂંફ છોડ્યાં બાદ મોટા ભાગના કાર્યકરોની ધગશ મોળી પાડવા માંડી હતી. સૌના મગજમાં એક જ વિચાર ઘુમરિયું ખાતો હતો—તે એ કે રાજવીઓ

પીગળે અને તેમને પોતપોતાને વતન પાછા ફરવાની રજા મળે તો સારું. ધરતીમાંથી જાગતા આંદોલનથી તેઓ દૂર હતા. નજીવા કારણોસર આ નવરા નિર્વાસિતો આપસમાં લડી પડતા, અને જુદાં જુદાં વાડાઓમાં વહેંચાઈ જતા. એ લોકો વર્ગવિગ્રહમાં માનતા ન હોવાથી તેમની સાથે મળીને કોઈ અસલ પ્રચારકાર્ય કરવું એ માર્ક્સ-વાદીઓ માટે અશક્ય હતું.

આ નિર્વાસિત સમિતિ માર્ક્સ અને એંગલ્સે, બાઉએર, ફેંડર અને વિલીચની મદદ વડે સ્થાપી હતી. દરેક રાજદ્વારી નિર્વાસિતની અંગત મુસીબતો માટે તેમને સહાનુભૂતિ હતી. બન્ને મિત્રો ફૂલ નહિ તો ફૂલની પાંદડી તેમની ઝોળીમાં ધરી દેતા. પરંતુ રાજકીય બાબતોમાં તેમણે પહેલેથી જ નિર્વાસિતોના બખેડાઓમાં પડવાનો ઇન્કાર કરી દીધો હતો. એવામાં, 'રીવ્યુ'ના ચોથા અંકમાં કિંકલની ટીકા વાંચ્યા પછી તો ઘણા નિર્વાસિતો માર્ક્સ-એંગલ્સના વિરોધીઓ બની ગયા હતા.

આ કિંકલ, પહેલાં એક પાદરી હતો. તેણે એક છૂટાછેડા કરેલ બાઈ જોડે લગ્ન કરવાથી જર્મન દેવળોએ તેને હડધૂત કરવા માંડ્યો. ત્યારે અચાનક લોકોએ તેને પ્રગતિશીલતાનો પરવાનો લખી આપ્યો, અને સંજોગોની વિચિત્રતા તેને માર્ક્સ અને એંગલ્સ જે રાજકીય પક્ષના સભ્યો હતા, તે જ પક્ષમાં ઘસડી લાવી. અર્થાત્ આ કિંકલ

મહારાજનું પોત અસલ ક્રાંતિકરનું નહોતું. એ ગિરફતાર થયા કે તરત જ તેણે પોતાના સાથીઓને દગો દીધો– તેમના નામો પોલીસને આપી દીધા ! બહાર આવી જેલ-યાત્રાના સ્વાર્થત્યાગનો ઢંઢેરો પીટવતા પણ એ ન શરમાયા. જાહેર કામ એ એમને મન નફો કમાવવાની મૂડી હતી. કામદારોને સાચા ક્રાંતિમાર્ગ પરથી ઊંધે રસ્તે ચડાવી દેવા માટે મૂડીદારો આવા નકલી નેતાઓની હંમેશાં શોધમાં જ હોય છે. એમનો કીર્તિસ્તંભ બાંધી આપવા માટે મૂડીદારો આડકતરી પણ મદદ કરે છે. તેની પાછળ પાણીની માફક પૈસા વેરે છે. કામદારોની આંખમાં ધૂળ ફેંકનારની પોલ જલદી ખુલ્લી ન પડી જાય એ માટે પૂરતી તકેદારી લેવાય છે.

સસ્તી કીર્તિ પાછળ પરવાના બની ભમતા નકલી નેતાઓની કાર્લને બહુ જ ચીડ હતી. વળી આ કિંકલ મહારાજ લંડનના નિર્વાસિતો પર ખોટો રોબ જમાવી રહ્યા હતા. જર્મનક્રાંતિ હાથવેંતમાં છે, તેને માત્ર નાણાંની જ તંગી છે વગેરે વગેરે ગપગોળાઓ ફેંકી, આગળ જતા આ ભાઈશેઠ અમેરિકા જઈ બે લાખનું ફંડ પણ લઈ આવ્યા. હવે આ તરકટ સામે લાલ બત્તી ધર્યા સિવાય છૂટકો નહોતો. અને ક્રાંતિની કોઈ પણ જરૂરિયાત 'નૂતન-હાઇન રીવ્યુ' પૂરી કર્યા સિવાય રહે તેવું બને જ કેમ?

કિંકલનો પરપોટો ફૂટ્યો. સૂપડામાં દાળ ઝાટકીએ ત્યારે દાણાં ને ફોતરાં જુદા પડી જાય તેમ છીછરા તત્વો

ાડી ગયા પણ અસલ કાર્યકરો તો માકર્સની સાથે જ રહ્યા. તેનું મિત્રમંડળ નાનું ભલે હોય પણ એની કાયા નક્કર હતી. જુદા જુદા તબક્કામાંથી પસાર થતી ક્રાંતિ જેટલે અંશે અહદ-મગને છૂટા પાડી શકે છે તેટલે અંશે તે સાંગોપાંગ પાર ઉતરે છે અને તે પછીનું નવસર્જન સરળ બને છે.

## ૮ : કોલોન કાવત્રાકેસ

જેની એક માસની ક્રાઝિસ્ટાને પડખામાં લઈને સૂતી હતી. ખંડની વચ્ચોવચ મૂકેલ એક બાલદીની આસ-પાસ બાળકો કુંડાળું કરીને ઊભાં ઊભાં કાગળની હોડીઓ તરાવતા હતા. આ હોડીઓ બનાવતા તેઓ કાર્લ પાસેથી શીખ્યાં હતા. કાર્લે ઘૂંટણિયાભેર બેસીને એક તરફની હોડીઓ પર દીવાસળી ચાંપી અને બોલ્યોઃ 'સ્પેનનું નૌકા-સૈન્ય સળગી ઉઠયું !'

બાળકો કૂદતા કૂદતા બોલવા માંડયા, 'દુશ્મનની હાર થઇ, આપણો કાફલો બચી ગયો !'

આવી રીતે રમતગમતમાં બાળકોને ઇતિહાસના પાઠ પઢાવવામાં કાર્લ મશગૂલ હતો ત્યાં એક મહેમાને ખંડમાં પ્રવેશ કર્યો.

'કેમ ઘરમાં કોઇ છે કે ?'

'ફેલીગ્રાથ !' કાર્લ મહેમાનને ઓળખી, તેને ભેટવા સામો ગયો.

'દેવના દર્શન દુર્લભ હોય, ત્યારે મંદિરે પહોંચ્યા વિના કંઈ છૂટકો છે ?' ફેલીગ્રાથે ટકોર કરી.

જર્મનીથી ભાગીને ફેલીગ્રાથ-લંડન આવ્યો કે તરત જ માર્ક્સના વિરોધીઓએ તેને ઘેરી લીધો હતો. નિર્વાસિતોના દરેકેદરેક નાના-મોટા વાડાઓ આ પ્રખ્યાત કવિને પોતાની જમાતમાં પૂરી દેવા માટે આકાશ-પાતાળ એક કરી રહ્યા હતા. પણ ફેલીગ્રાથ એક પ્રમાણિક કવિ હતો. તેને જનતાના ગીત ગાવા હતા. તમામ આડંબરથી એ દૂર ભાગતો. તેણે સૌને જાકારો આપી દીધો અને જાતે ચાલીને માર્ક્સના નાનકડા મિત્રમંડળમાં ભળી ગયો. એમને વિષે બોલતા બોલતા કવિએ માર્ક્સને કહ્યું, 'એ બધા ઉતરી ગએલા, શંકાસ્પદ લોકો છે.' માર્ક્સે હસીને જવાબ આપ્યો, 'વાવાઝોડું થાય ત્યારે થોડીઘણી ધૂળ અને કીચડ ઉડયા વિના રહે જ નહિ. ક્રાંતિયુગ માત્ર ગુલાબના અત્તરની માફક મધમધતી ખુશબૂ ભરી આવતો નથી. એમાં કાદવના છાંટા માણસ પર ઉડે તે સ્વાભાવિક છે. એની પરવા કરવામાં માલ નથી.'

ફેલીગ્રાથ વિરોધ કરવા જતો હતો ત્યાં તેને અટકાવી માર્ક્સે ઉમેર્યું, 'સરકાર આપણને કચડી નાખવા માટે તત્પર બની છે, કેટલાંક લોકો મૂરખ બનવાનો લોક-

શાંહી હક્ક માગે છે. તેમની પાસે સરકાર આપણી નિંદા કરાવે છે. આપણા પર કાળો કાયદો લાગુ કરે છે. એ બધું ધ્યાનમાં રાખીએ તો બીજા રાજદ્વારી પક્ષોની સરખામણીમાં આપણો પક્ષ વધારે ચોખ્ખો રહ્યો છે એમ જ કહેવું પડશે.'

'પણ વિલીચ એમની જોડે ભળે તે બહુ કહેવાય.'

'હા, પ્રતિક્રાંતિનો ફટકો તેને આકરો પડી ગયો છે.' અંગત બાબતોમાં કાર્લની સહિષ્ણુતા અપાર હતી. ક્રાંતિના માર્ગમાં પાણો ન મૂકે એવી બધી કમજોરીઓ તેનું સમંદર પેટ સહેલાઇથી સમાવી લેતું. પરંતુ ધ્યેયને ધક્કો પહોંચાડે એવી નાની વિગત પણ તેને ચુસ્ત બનાવી શકતી.

'એ બધું તો ઠીક, પણ આ રૂગ અને કિંકલની કલબો વચ્ચે ઠીક ઠીક ઝગડા જામ્યો લાગે છે....'

'એવા દેડકા–ઉંદરડાની લડવાડમાં મને રસ નથી.' વાતને વચમાં જ કાપી કાર્લે પૂછ્યું,

'નાથજંગ પકડાઈ ગયો તે સાંભળ્યું ?'

'ના ભાઈ, શું વાત છે ?'

'જર્મન સરકાર આદુ ખાઇને આપણી પાછળ પડી છે. તમને સ્વપ્ને ય ખ્યાલ નહિ હોય કે આપસાહેબ દોરા-વારમાં બચી ગયા છો. જર્મન સરહદ વટાવવામાં સહેજ પણ મોડું કર્યું હોત તો કદાચ તમે પણ આપણા બિરાદરી સાથે આજે કોલોનમાં જેલની હવા ખાતા હોત. સમજ્યા ભાઈ સાહેબ !'

આ અગિયાર કમ્યુનિસ્ટ કેદીઓનો કેસ ઇતિહાસમાં 'કોલોન કાવત્રાકેસ'ને નામે મશહૂર છે. તેમનો દોષ સાબિત કરવા માટે જોઇતા પુરાવા જર્મન સરકાર પાસે હતા નહિ. અઢાર અઢાર મહિનાઓ સુધી તેણે કેસને મુલતવી રાખ્યા કર્યો.

તે દરમ્યાન, 'વિલીચ પાર્ટી' અને 'માર્ક્સ પાર્ટી' વચ્ચેનું અંતર વધતું જ ગયું. વિલીચવાદીઓના કામ માટે પણ સરકારે જાણીજોઇને માર્ક્સવાદીઓને જ જવાબદાર ગણ્યા. માર્ક્સના હસ્તાક્ષરોની નકલ કરાવીને જૂઠાં દસ્તાવેજો ઊભા કર્યા. પોતાના જાસૂસો દ્વારા ચોરીઓ કરાવી, ખોટા સાક્ષીઓ ખડા કર્યા અને આખરે કોર્ટમાં કેસ શરૂ થયો.

કેદીઓ પાસે બચાવના સાધનો હતા નહિ. લંડનમાં રહીને તે પૂરા કરવાનું માર્ક્સે બીડું ઝડપ્યું.

કાર્લ કામે વળગ્યો. રાત–દિવસના ભેદ ભૂંસાઈ ગયા. ૨૮, ડીન સ્ટ્રીટનો આગલો ખંડ, કાવત્રાકેસની કચેરી જેવો બની ગયો. એક કાગળ જર્મન પોલીસના હાથમાં જાય તો બીજો કાગળ બિરાદરોને મળે, એવી આશાથી દરેક કાગળની છ છ નકલો જુદા જુદા શિરનામે રવાના થતી. તેને માટે કાર્બન કૉપીઓ બનાવવી પડતી. પોલીસ આંખમાં તેલ આંજીને, કાર્લના આવતાજતા પત્રો પર કડક નજર રાખતી હોવાથી કોઇ પણ પત્ર સીધો જર્મની મોકલવો, એ સલામત

નહોતું. પેરીસ, ફ્રાંકફૂર્ટ થઈને પત્ર કોલોન પહોંચતો. એ માટે અનેક જૂઠા શિરનામાની જરૂર પડતી. એંગલ્સ, વર્થ વગેરે મિત્રો આ શિરનામા પૂરા પાડતા. પછી તેની યાદીઓ બનાવવાનું કામ આખા ઘર પર આવી પડતું.

પોલીસ અને માર્ક્સ વચ્ચે ખરેખર, ગેરીલા જંગ આરંભાયો હતો. જેની પોતાનો મંદવાડ ભૂલી ગઈ. આંગળીઓ દુખવા લાગે ત્યાં સુધી એ કૉપીઓ ઉતારે જતી. નાનકડી જેની અને કર્નલ મૂશ પણ કામે ચડી ગયા હતા. અનેક ખેપીઆઓ સંદેશાઓ લાવતા અને લઈ જતા. સાંજ પડે ડીન સ્ટ્રીટમાં બધા બિરાદરોનો અડ્ડો જામતો.

ગુજરાન માટે કાર્લ બીજા છાપાઓમાં લેખો લખતો, એ પણ આ ગાળામાં બંધ પડયા. એંગલ્સ અને બીજા મિત્રોએ તેને માટે પાઇ પાઈ કરીને પૈસા ભેગા કર્યા અને ધૂળમાંથી ધાન પેદા કરતી લેનચેન સૌને સાદી પણ સ્વાદિષ્ટ રસોઈ જમાડતી રહી. સતત કામના થાકોડાને લીધે કાર્લની ભૂખ ઊડી ગઈ હતી. તેને લીવરનો રોગ હોવાથી, આમ પણ તેની પાચનશક્તિ નબળી તો હતી જ. તેનો બદલો લેવા માટે કાર્લને અથાણા મરચાં ને તીખું તમતમતું ખાવાની ટેવ પડી ગઈ.

અચાનક કામઢી કચેરી બની ગએલ ઘરમાં બાળકો દોડાદોડ કરતા, સીસોટીઓ વગાડી કોઈ કોઈવાર ગાવા માંડતાં, ત્યારે કાર્લથી ઠપકો દેવાઇ જતો. પરંતુ જેની

તેમને કરડી આંખે દૂર ખસેડવો માંડે કે તરત જ પોતાના 'જંગલી મિજાજ' માટે શરમિંદો બનેલ પિતા મા-બાળકોની માફી માગી લેતો ! કાર્લ હંમેશાં કહેતો કે, 'બાળકો જ મા-બાપોનાં સાચા શિક્ષકો છે.'

થાકેલો કાર્લ ટેબલ પરથી ઉઠીને બારી સુધી આંટા મારવા માંડતો. વિચારોની ગૂંચવણ એ ચાલતા ચાલતા જ ઉકેલતો. કોઈ કોઈવાર તે અચાનક જેની પાસે આવી અટકી જતો અને વહાલથી આરામ લેવાનું કહેતો ત્યારે હસીને જેની જવાબ આપતી : 'આ મળમુખી સરકારનું હિચકાર જીુકાણું ઉઘાડું પડશે ત્યારે બધો ય થાક ઉતરી જશે !'

અને તેમની મહેનત લેખે લાગી પણ ખરી. સરકારે વીણીચૂંટીને જ્યુરીમાં પોતાના માણસો દાખલ કર્યાં હતા. તેની પોલીસ કેદીઓના બચાવ માટે આવતા કાગળો ઝડપી લેતી. છતાં ય એ જ્યુરીને જાહેર કરવું પડ્યું કે જર્મન સરકારે રજૂ કરેલ દસ્તાવેજો બનાવટી છે ! કહેતાં તો કહેવાઈ ગયું પણ પાછળથી પસ્તાવો થયો. જ્યુરીના પગ કાંપવા લાગ્યા. તેને ન્યાય કરતાં પોતાની જાત વધારે વહાલી હતી. બધા કેદીઓને છોડી મૂકે તો સરકારી કોપ વહોરવો પડે તેમ હોવાથી, તેણે માત્ર ત્રણ કેદીઓને જ નિર્દોષ ઠરાવ્યા અને બાકીનાઓ પર લાંબી કેદની સજા ઠોકી બેસાડી.

ચુકાદો બહાર પડ્યા પછી માર્ક્સે આ કેસની સત્ય ઘટના એક પુસ્તકના રૂપમાં બહાર પાડી. આખા યુરોપમાં

ચકચાર જાગી. જર્મન સરકારની હાંસી થઇ. અને સરકારને ગાલ પંપાળીને બેસી રહેવું પડયું.

કમ્યુનિસ્ટોને નૈતિક જીત મળી પણ તેની કિંમત આકરી હતી. ૮મી સપ્ટેંબરે માર્કસે એંગલ્સને લખ્યું, 'મારી પત્ની માંદી છે, લેનચેનને થાકોડાનો તાવ આવે છે, પણ દાક્તરને બોલાવવા જેટલા પૈસા મારી પાસે નથી. છેલ્લાં આઠ દિવસથી અમે બટેટા અને રોટલી પર જીવીએ છીએ–અને હવે એ પણ મળશે કે કેમ તેની શંકા જ છે. ઘરમાલિક આવીને અમને ઘરબહાર કાઢે એટલું જ બાકી રહ્યું છે....એને વીસ પાઉંડ આપવાના બાકી છે. ભઠીયારો, દૂધવાળો, ભાજીવાળો બધાનું અમારી પાસે લેણું નીકળે છે. આ મુસીબતોનો ક્યારે અંત આવશે એ સમજાતું નથી. આ મહિને જો કામદારો પાસેથી રૂપિયા–બે રૂપિયા ઉધાર લીધા ન હોત તો અમે ભૂખે જ મરત.'

કોલોન કેસ પૂરો થયા પછી કમ્યુનિસ્ટ લીગનું વિસર્જન થયું. વિલીચ પણ પોતાની શાખા બંધ કરી અમેરિકા ચાલ્યો ગયો. ત્યાં તેણે વેપાર શરૂ કર્યો.

## ૯ : ગરીબી અને લેખન

સન ૧૮૫૨ નો જાનેવારી માસ ચાલતો હતો. સતત કામનો થાક અને પૌષ્ટિક ખોરાકના અભાવે કાર્લની વજ્ર જેવી કાયા પણ તોડી નાખી.

તે માંદો પડયો. લીવર તો ખરાબ હતું જ, હવે તેને દમ ચડવા લાગ્યો. આખા શરીરે ગૂમડાં ફૂટી નીકળ્યાં. તેનું કામઢું મન પથારીમાં બેચેન બની ગયું. જેની તેને દવા પાવા આવતી, ત્યારે તે અકળાઈને બોલી ઉઠતો,

'માણસ કામ ન કરી શકે, તો જીવનું બેકાર છે! એટી માણસ અને પશુમાં ભલાં શો ફરક?'

પરંતુ લેનચેનની કાળજીભરી માવજત અને કુટુંબની હૂંફમાં કાર્લની તબિયત સુધરવા માંડી. બહાર ફરવા જવાની તમન્ના ફરી જાગી ઉઠી. પણ ઘરની બહાર પગ શી રીતે મુકાય? પહેરવા માટે કોટ-પાટલુન ઘરમાં હતા નહિ. એ તો શાહુકારને ઘેર ગીરવી મુકાઈ ગયા હતા. તે પૈસા વડે જ તેની માંદગી દરમ્યાન દવાદારૂનો ખર્ચ પૂરો થયો હતો.

પથારીમાં બેઠાં બેઠાં તેણે હળવે હળવે કામ શરૂ કરી દીધું. આખરે તા. ૨૫મી માર્ચને દિન 'એન્ટીન્ચ બ્રુમીએર'ની હસ્તપ્રત પૂરી થઈ.

કાર્લનો મોટો પુત્ર મૂશ, તે ટપાલમાં નાખવાની તૈયારી કરતો હતો, પાર્સલ અમેરિકા મોકલવાનું હતું. નોકરીની શોધમાં માર્ક્સનો મિત્ર વેડીમેયર ત્યાં જઈને વસ્યો હતો તે જ આ પુસ્તકના પ્રકાશનની વ્યવસ્થા કરવાનો હતો.

'મૂશ, મને જરા કાગળ ને કલમ લાવી આપ તો બેટા! વેડીમેયર કાકાને ત્યાં નાનકડો બાબો આવ્યો છે. આ પાર્સલ સાથે જ આપણે તેની વધામણી મોકલી દઈએ.'

આ પત્રમાં કાર્લે લખ્યુંઃ 'દુનિયામાં પગ મૂકવા માટે આથી વધારે યોગ્ય ક્ષણ પસંદ કરવી અશક્ય છે. લંડનથી કલકત્તા સાત દિવસમાં પહોંચી શકાય એવો વખત આવશે ત્યાં સુધીમાં કાં તો આપણા માથા ધડથી ·વેગળાં થયાં હશે અથવા તો આપણે ઘરડાં બની ગયા હઇશું. ઑસ્ટ્રેલીઆ, કેલીફોર્નિયા–પેસીફિક ! દુનિયાના નૂતન નાગરિકોને સ્વપ્ને ય ખ્યાલ નહિ આવે કે આપણી દુનિયા કેટલી નાની હતી, સાંકડી હતી....'

આ વાત આજથી સો વરસ પહેલાં મંદવાડની પથારીએથી ઊઠી ગરીબી સાથે બાથ ભીડતો કાર્લ લખી રહ્યો હતો ! માનવપ્રગતિમાં કેટલી અપ્રતિમ શ્રદ્ધા, હતી તેને ! રોજિંદા જીવનની પામરતાથી પર તેની દષ્ટિ દૂર દૂર જોતી હતી અને એ ઉજ્જવળ ભાવિ માટે લડવાની તાકાત બક્ષતી હતી.

*

લંડન આવતાંવેંત કાર્લે અર્થશાસ્ત્રનો ઊંડો અભ્યાસ શરૂ કરી દીધો હતો. કાર્લ અને એંગલ્સ બન્નેને બારથી ચૌદ જેટલી પર ભાષાઓ આવડતી. હવે એશિયાની ભાષાઓ પણ તેણે શીખવા માંડી.

કમ્યુનિસ્ટ લીગના વિસર્જન પછી તેમની રખડપટ્ટી ઓછી થઇ ગઇ. જે અવકાશ માટે બન્ને મિત્રો હંમેશાં ઝંખતા તે હવે મળ્યો. તેમણે સાથે મળીને ઘણું ઘણું

લખી નાખ્યું. બન્ને સ્વતંત્ર વિચારકો તો હતા જ, હવે પોતાનો બહોળો અનુભવ પચાવીને લખવાની તેમને ફુરસદ મળી.

શરૂઆત કરી, સન ૧૮૪૮ ની લડતોનું મૂલ્યાંકન કરવાથી. 'ફ્રાન્સનો વર્ગવિગ્રહ' તથા 'જર્મનીમાં ક્રાંતિ અને પ્રતિક્રાંતિ' નામના બન્ને પુસ્તકોમાં પ્રગતિના બળોની ભૂલ ક્યાં થઈ છે તે બતાવીને ભાવી ક્રાંતિનો માર્ગ તેમણે સાફ કરી આપ્યો. તેમની હવે પાકી ખાતરી થઇ ચૂકી હતી કે ક્રાંતિની આગેવાની કામદારવર્ગ પોતાના હાથમાં લે તો જ તે સંપૂર્ણ રીતે સફળ બની શકશે. ક્રાંતિ બાદ કામદાર વર્ગની સરમુખત્યારી સ્થાપવી પડશે. કારણ, હારીને છંછેડાએલા શોષકવર્ગનું ઝેર ઉતારી લેવાનો આ એક જ માર્ગ છે. શોષકોની લઘુમતી વિરુદ્ધ રાજસત્તા વાપરીને કામદારવર્ગની સરમુખત્યારી વર્ગહીન સમાજનો પાયો નાખશે. અને જેમ જેમ મૂડીવાદી મેલી પ્રણાલીઓ ભૂંસાતી જશે, તેમ તેમ હળવે હળવે રાજસત્તા પણ અંતર્ધાન થઇ જશે.

બીજું, એમણે એ પણ જોઇ લીધું કે મૂડીદારોનું તૈયાર રાજકલેવર કામદારવર્ગ માટે નકામું છે. તેના મોટા હોદ્દેદારોને રુખસત આપી તેમની જગાએ પોતાના માણસો નીમવા એ અત્યંત આવશ્યક છે. વળી, મૂડીદારોના હિતને ખાતર ઘડાએલ બંધારણ તેમ જ કાયદા કલમોમાં પણ પ્રજાની બહુમતીનું હિત ધ્યાનમાં રાખીને અનુરૂપ ફેરફારો કરવા પડશે.

હથિયાર લઈને મેદાનમાં કૂદી પડતાં પહેલાં કામદારવર્ગે વિચારક્ષેત્ર સર કરવું પડે છે એ વાત માર્ક્સ અને એંગલ્સ જાણતા હતા. ક્રાંતિના જુવાળ સાથે તણાઈ આવેલાં સંખ્યાબંધ નેતાઓથી આ સાચા નેતાઓ જુદાં તરી આવતાં હતાં. ક્રાંતિ પીછેહઠ કરતી હતી ત્યારે વિખરાએલા બળોને એકત્ર કરીને નવો વ્યૂહ રચવાની તેમણે તૈયારીઓ કરવા માંડી.

ફ્રેંચ ક્રાંતિ કચડીને લુઈ ફિલીપી ગાદીએ આવ્યો. તેના બોદા તંત્રની પોલ 'એટીન્ચ બુમીએર' ખુલ્લી પાડે છે.

આ જ દિવસોમાં માર્ક્સના જગપ્રસિદ્ધ ગ્રંથ 'કેપીટલ'ની સામગ્રીઓ પણ ભેગી થઈ રહી હતી.

*

લંડનના 'બ્રિટિશ મ્યૂઝીઅમ'ની ઈમારત ચણાઈ ગઈ હતી. શાહીવાદી અંગ્રેજો ગુલામ દેશોના જર ઝવેરાત સાથે એમના સંસ્કારગ્રંથો પણ સ્વદેશ રવાના કરી દેતા. એમાંથી દુનિયાનું સર્વોત્તમ પુસ્તકાલય રચવામાં આવ્યું.

આ પુસ્તકાલયમાં મુલાયમ ખુરસીઓ હતી, સતત બળતી સગડીઓ ગરમાવો આપતી હતી, અને ત્યાં હતી અભ્યાસને ઉત્તેજતી નીરવ શાંતિ.

કાર્લ સવારની કૉફી પીને સીધો આ પુસ્તકાલય પર પહોંચી જતો. અંદર દાખલ થનાર એ પહેલો હતો, બહાર

નીકળવામાં એ છેલ્લો રહેતો. મ્યૂઝીઅમના પગી જોડે તેની દોસ્તી બંધાઈ ગઈ હોવાથી કોઈ કોઈ વાર તે તેને વધારે વખત સુધી પણ અંદર રહેવા દેતો.

બહાર ઇસ્ટ ઇંડિયા કંપનીના ઇજારાની વાત ચર્ચાતી હતી. પાર્લામેંટમાં તે વિશે ખરડો રજૂ કરવામાં આવ્યો હતો. ઇંગ્લાંડ, અમેરિકાના અખબારો હિંદી લૂટમાં ભાગ માગતા બે હરીફોનો પક્ષ લઇને ચીસાચીસ પાડી રહ્યા હતા.

પરંતુ લૂંટાએલ હિંદી પ્રજા ? એની વિશે તો બન્ને હરીફો એકી અવાજે અભિપ્રાય આપતા કે, 'એ તો કચડાવા માટે જ સર્જાએલ, ઉતરતા દરજ્જાની કોમ છે. ગોરાઓએ હિંદમાં ખ્રિસ્તીરાજ સ્થાપીને એની પર મોટો ઉપકાર કર્યો છે. વગેરે વગેરે.

'ના. તમે જુઠ્ઠા છો!' લૂંટના ખજાના-ઘર, બ્રિટિશ મ્યૂઝીઅમમાંથી પડકાર સંભળાયો.

આપણા દુશ્મનની છાવણીમાં બેસી, લૂંટના માલ પરથી જ લૂંટાએલી પ્રજાનું સાચું સ્વરૂપ પારખી, હિંદની તરફેણમાં બોલનાર આપણા પહેલવહેલા ગોરા મિત્રનો એ અવાજ હતો. જ્યારે ખુદ હિંદમાં અમીચંદો અંગત નફા માટે સ્વદેશ વેચી રહ્યા હતા, ત્યારે કાર્લ માંકર્સ-હિંદનો સાચો મિત્ર હિંદની તરફેણમાં અમેરિકાનો પ્રજામત કેળવી રહ્યો હતો.

વેડીમેયરે તેને માટે 'ન્યુયોર્ક ટ્રીબ્યુન' નામના વગ-

દાર દૈનિકમાં ખબરપત્રીની નોકરી મેળવી આપી હતી. ઘણીવાર બનતું, તેમ ટિકિટ જેટલાં ય પૈસા સિલક ન રહે ત્યાં સુધી કાર્લ તે માટે લેખો મોકલતો. તેના ગુજરાનનું આ જ મુખ્ય સાધન હતું.

હવે તેણે હિંદ પર ગ્રંથમાળા* શરૂ કરી. ઘણાં દિવસો પહેલાંથી જ તેણે હિંદનો અભ્યાસ શરૂ કરી તો દીધો જ હતો. તત્કાલીન હિંદી સમાજનું તેણે તલસ્પર્શી મૂલ્યાંકન કર્યું છે.

યૂરોપમાં ક્રાંતિના પરિબળો પરિપકવ થયા હોવા છતાં સન ૧૮૪૮ની ક્રાંતિ નિષ્ફળ નીવડી એનું એક મુખ્ય કારણ માર્ક્સ બતાવે છે. તે એ કે, એ જમાનામાં યૂરોપમાં મૂડીવાદને પીછેહઠ કરવી પડે તો ય દુનિયાના બીજા દેશોમાં તે કૂદકે ને ભૂસકે આગળ વધી શકે તેમ હતો. પૃથ્વીના ગોળા પર યૂરોપ તો માત્ર નાનકડો ખૂણો જ છે. જ્યાં સુધી આખી દુનિયા પર મૂડીવાદ સામે જેહાદ નહિ જાગે ત્યાં સુધી યૂરોપ મૂડીવાદની પકડમાંથી છૂટી શકશે નહિ. આવી રીતે માર્ક્સને મન યૂરોપની સમાજવાદી ક્રાંતિની સફળતા, દુનિયાની તમામ ગુલામ પ્રજાઓની આઝાદી જોડે સંકળાએલી છે. તેથી, દરેક પશ્ચિમના

* હિંદ વિશે શું લખ્યું છે તે વિગતવાર જાણવું હોય તેણે નીચેના પુસ્તકો વાંચવા જ જોઇએ, 'માર્ક્સ અને હિંદ,' 'માર્ક્સ-એંગલ્સનો પત્રવ્યવહાર' અને રજની પામ દત્ત કૃત 'આજનું હિંદ.'

સમાજવાદીએ, ગુલામ દેશોના મુક્તિજંગોને સાથ આપવો જોઇએ, એમ તે કહેતો.

હિંદની બંધિયાર ગ્રામવ્યવસ્થાનો ઝીણવટભર્યો અભ્યાસ કરીને કાર્લ કહે છે કે, 'બહારથી રળિયામણા લાગતા ગામડાઓ પૌર્વાત્ય રાજસત્તાની ક્રૂરતાનો પાયો છે. એ માણસના મન ખાબોચિયાનાં દેડકાં જેવા બનાવી દે છે. વહેમોનું ત્યાં જોર છે. તેમાં ઐતિહાસિક પલટા લેવાની શક્તિ પ્રગટ થવા પામતી જ નથી.

પરદેશી આક્રમણનો સામનો કરવાનો વિચાર પણ ન આવે એવું નમાલું માણસ આ ગ્રામપ્રથાએ કેળવ્યું છે. આંખ સામે ચાલતું જાલિમ દમન તેમને રીઢા બનાવી દે છે. અને તેના પ્રત્યાઘાત રૂપે ખુદ લોકો પોતે પણ એટલાં નિર્દય બની જાય છે કે માનવવધ જેવી ક્રૂરતાને તેઓ ધાર્મિક વિધિ ગણવા માંડે છે.

આવી ગ્રામપ્રથા, આદિકાળથી ચાલી આવતી હતી. અંગ્રેજોએ આવી તેમાં ક્રાંતિકારી ઉથલપાથલ કરી નાખી. અંગ્રેજોને મન પહેલાં તો હિંદ એટલે કાચા માલની ખાણ હતી. પછી અંગ્રેજી બનાવટનો માલ ખપાવવાની બજાર પણ બની. આ માલની હેરફેર સરળ કરી આપવા માટે તત્કાલીન હિંદની બળદગાડીઓ કામ આવે તેવી નહોતી. વળી ગુલામ પ્રજાના વિદ્રોહને કચડી નાખવા માટે ઝડપી લશ્કરી હિલચાલની પણ જરૂર હતી. આ અંગત સ્વાર્થ

સાધવા માટે જ અંગ્રેજોએ હિંદમાં આગગાડીઓ શરૂ કરી.

અંગ્રેજોના સ્વાર્થી મનને સ્પષ્ટ રીતે ઉઘાડા પાડયા પછી જ યંત્રયુગના છડીદાર સમી આ રેલવે લાઈનને કાર્લ માર્કસે આવકારી. તેણે લખ્યું કે હવે હિંદ ખંધિયાર ગ્રામપ્રથામાંથી છૂટી આગળ પડતા રાષ્ટ્રોની હરોળમાં આવી શકશે ખરું. પરંતુ કેવી રીતે? મૂડીદાર ઈંગ્લાંડની મદદ વડે નહિ જ. કાં તો જ્યારે ઇંગ્લાંડમાં કામદાર વર્ગની સત્તા સ્થપાશે અથવા તો ખુદ હિંદી પ્રજામાં જ પરદેશી શોષકોની ધૂંસરી ફેંકી દેવા જેટલી જાગૃતિ આવશે ત્યારે જ હિંદી પ્રજા યંત્રયુગના મીઠા ફળ ચાખી શકશે. નહિ તો તેને પરસેવે પકાવેલ મિષ્ટાન્ન મૂડીદારો જ આરોગી જશે.'

સો વરસ પહેલાંની આ ભવિષ્યવાણી આપણે માટે સોએ સો ટકા લાગુ પડે છે, એમ આજે કોણ નહિ કહે?

આપણા જમીન ધારાની વિશિષ્ટતાના મૂળ પણ આપણે માર્કસના લખાણો દ્વારા જોઈ શકીએ છીએ.



સન ૧૮૫૨ના ઈસ્ટરના તહેવારો ચાલતા હતા. કાર્લ સાંજે ચારેક વાગે ઘરે આવ્યો ત્યારે તેની નાનકડી પુત્રી ફ્રાંઝિસ્ટા જીવન-મરણ વચ્ચે ગોથાં ખાઈ રહી હતી. તેને અચાનક સખત શરદી ઉધરસ થઈ ગયા હતા. ઘરમાં તેને પાવા માટે દૂધ નહોતું. ખડતલ પિતાની બહાદુર બાળકીએ ત્રણ ત્રણ દિવસ સુધી જમદૂતો સામે ટક્કર ઝીલી.

મોત સાથેના આ જંગમાં બિચારી ખૂબ ખૂબ રીબાઇ, અને આખરે કુમળી કળી કરમાઈ ગઇ.

આખી રાત, તેનું ટાઢું તરબોળ શરીર પાછલા ખંડમાં પડી રહ્યું. આગલા ખંડમાં, જમીન પર પથારી પાથરી, ગરીબીના પંજામાંથી હજી સુધી બચેલાં બાકીના ત્રણ બાળકોને પડખામાં લઈને મા-બાપ સૂતા હતા. કાર્લ અને જેનીને બાળકો બહુ જ ગમતા. આખી રાત તેમણે રોઈ રોઇને પૂરી કરી.

સવારે ઉઠીને તેમણે પાડોશીનું બારણું ખટખટાવ્યું. ત્યાં એક ફ્રેંચ નિર્વાસિત રહેતા હતા. તાજેતરમાં જ તેમની જોડે ઓળખાણ થઇ હતી.

આ પાડોશીને ટૂંકમાં વાત કહી થોડાંક પૈસા ઉછીના માગ્યા. તેમણે તરત જ બે પાઉંડ (લગભગ રૂ. ૨૫.) કાઢી આપ્યા અને કહ્યું,

'તમારા શોકમાં મને સમભાગી ગણજો. હું દિલગીર છું કે આથી વધારે મદદ કરવાની મારી શક્તિ નથી.'

માર્ક્સ દંપતિએ તેમનો ખરા દિલથી આભાર માન્યો, અને એ પૈસા વડે ફ્રાંઝિસ્ટા માટે કફન ખરીદ્યું. તે જન્મી ત્યારે તેને હિંચકાવવા માટે ઘોડીયું નહોતું—એ મરી ત્યારે તેને દફનાવવા માટે કફન મેળવતાં પહેલાં ચોવીસ કલાકની વાટ જોવી પડી હતી.

માનવજાતિના તમામ બાળકોનં ભાવી ખરાનુમા અને

તે માટે પોતાની કાયા ઘસી નાખતા કાર્લની પુત્રી માટે કફન મેળવવા પડોશી પાસે ભીખ માગવી પડી હતી.

ફ્રાંઝિસ્ટાંના નાનકડા કફન સાથે કાર્લ બહાર પડયો.

'એ મારી છે—મને પાછી આપો!' ચીસ પાડીને જેની તેની પાછળ દોડી.

'આ....શું', હિંમત રાખ દીકરા!' મહામહેનતે તેને પકડીને સોફા પર બેસાડતાં બેસાડતાં લેનચેન બોલી. લોરા આવીને માતાને વળગી પડી.

નાનકડી જેની એક ખૂણામાં ભરાઇને હિબકાં ભરતી હતી, તેની પાસે કર્નલ મૂશ ચુપચાપ ખડો હતો. તેની આંખના આંસુ આંખમાં જ સમાઇ ગયા હતા. અંદર જઈને તે પાણીનો પ્યાલો ભરી લાવ્યો અને માતાના હાથમાં મૂક્યો.

જેનીએ પોતાના સમજુ દીકરાને છાતીસરસો ચાંપી લીધો અને ધીમે ધીમે તેના વાળ પસવારવા માંડી.



એ જ સાંજની ટપાલમાં અમેરિકાથી વેડીમેયરનો કાગળ આવ્યો. ત્યારે કાર્લ હજી હમણાં જ સ્મશાનથી પાછો ફર્યો હતો.

સવારથી રાંધ્યા ધાન એમના એમ પડ્યા રહ્યા હતા. લેનચેન ચુપચાપ ભાણા પીરસવા માંડી.

બધા સૂનમૂન બેઠા હતા. એણે બાળકોને ઉઠાડવા માંડયા, પણ તેમણે જીદ લીધી કે બા અને મૂર ભાણે બેસે તો જ અમે જમીએ.

આખું કુટુંબ જમવા બેઠું. પણ કાર્લને ગળે કોળીઓ ઉતરતો ન હતો. જમીને લેનચેન બાળકોને સૂવા લઈ ગઈ ત્યારે કાર્લે અમેરિકાથી આવેલ માઠા સમાચાર આપ્યા.

'એટીન્ચ બુમીઅર' નાણાંની તંગીને કારણે છાપી શકાય તેમ નહોતું ! જેનીએ ઠંડો નિસાસો નાખ્યો. કાર્લનું દિલ ભરાઈ આવ્યું, તે બોલી ઉઠયો, 'તને એમ લાગે છે ને, કે મારો ધણી જેને હાથ અડાડે એનું આવી જ બન્યું. એને નિષ્ફળતા જ વરી છે.'

'વધારે બોલે તેને મારા સમ. ના, ના, ભૂલી, સમ નહિ ખાઉં. દુઃખ આવે ત્યારે એકસામટા જ આવે છે, પણ આપણે તેને જીતવા નહિ દઈએ.' જેનીએ ઉઠીને કાર્લનું મોં બંધ કરી દીધું અને એના બન્ને હાથ પોતાના હાથમાં લઈ દબાવ્યા. એ દબાણમાં બિરાદરીની હૂંફ હતી.

એ કારમો દિન તા. ૯મી નો હતો. એ કાળો માસ એપ્રીલનો હતો.

પણ એ જ ઘડીએ આટલાંટીક મહાસાગર પરથી વહાણે ચડી વેડીમેયરનો બીજો કાગળ સડસડાટ કરતો તેમના તરફ આવી રહ્યો હતો.

અને આ કાગળમાં શુભ સમાચાર હતા. વેડીમેયરે લખ્યું હતું: 'અણધાર્યો ખૂણેથી મદદ આવી પહોંચી છે. પુસ્તક-પ્રકાશનના માર્ગમાંથી તમામ અડચણો દૂર થઈ છે. તમને છેલ્લો કાગળ લખ્યા પછી ફ્રાંકફુર્ટના એક દરજી

જોડે અચાનક ભેટો થઇ ગયો. આ ઉનાળામાં તે અમેરિકા આવ્યો છે, એને સામ્યવાદ પ્રત્યે સહાનુભૂતિ છે. વાતમાં વાત નીકળતાં મેં તેને 'એટીન્ચ બ્રુમીએર'ની વાત કરી. અને તરત જ તેણે પોતાની હતી નહોતી એટલી બધી મૂડી–કુલ ૪૦ ડોલર–પ્રકાશન માટે ધરી દીધા.......'

આપણે એ દરજીનું નામ નથી જાણતા, પણ એટલું તો ચોક્કસ છે કે વર્ગજાગ્રત મઝદૂર પોતાના વર્ગની મુક્તિ ખાતર અનેક ભવ્ય કુરબાનીઓ કરી શકે છે. ગમે તેટલું મોટું જોખમ ખેડતાં તે અચકાતો નથી.

## ૧૦ : માર્ક્સબાપા અને તેના બાલમિત્રો

લંડનમાં સૂરજ ઉગે એટલે મોટો તહેવાર આવ્યો સમજવો. સતત વરસતા વરસાદથી કંટાળી ગએલ લોકો ઉમંગમાં આવી તડકામાં સહેલ કરવા નીકળી પડે છે.

એમાં આજે તો રવિવાર હતો. માર્ક્સના ઘરમાં બાળકો મોટેરાંઓથી નીચા ન ગણાતા. બાળકોનો અફર કાયદો હતો કે રવિવારને દિવસે 'મૂર' પર માત્ર તેમનો જ હક ચાલે. માર્ક્સબાપાનો ત્રાંબાવરણો વાન અને કાળા ભમ્મર વાળ જોઇને બાળકોએ તેમને આ ઉપનામ આપ્યું હતું. ઘરના બાળકો તેમને મૂર કહીને બોલાવતા, પરંતુ પોતે ત્રીસ વરસના થયા ત્યારથી કામદાર ચળવળમાં તો

એ 'માર્ક્સબાપા' ને નામે જ જાણીતા હતા. ડીન સ્ટ્રીટ-માં રમતા ગરીબ બાળકો પણ તેમને સાંજે પાછા ફરતા જોઈને 'માર્ક્સબાપા' 'માર્ક્સબાપા' કરતા વીંટળાઈ વળતા. અને માર્ક્સબાપા એમના હાથમાં એક એક પીપરમીંટ કે સાકરનો ટુકડો મૂકી દેતા. ખિસ્સામાં પૈસા હોય ત્યારે ગમે તેટલા કામમાં હોવા છતાંય, તેમને માટે ભાગ લાવવાનું માર્ક્સબાપા ભૂલતા નહિ.

ગયે વરસે (૧૮૫૪માં) સોહો સ્વેઅરમાં કોલેરા ફાટી નીકળ્યો, ત્યારે કોઈ બાળક જો શેરીમાં ન દેખાય તો તેને ઘરે જઈને માર્ક્સબાપા તેના ખબર પૂછી આવતા.

પરંતુ રવિવારે તો ઘરના બાળકોનો તેમના 'મૂર' પર અબાધિત અધિકાર ચાલતો. તે દિવસે કશું પણ કામ કરવાની માર્ક્સબાપાને સખત મનાઈ હતી. હા, અચાનક 'જનરલ' ટપકી પડે તો બાળકો ના ન કહેતા. એંગલ્સબાપાને યુદ્ધકળાનો ખૂબ શોખ હોવાથી એમનું નામ 'જનરલ' પડ્યું હતું. ક્રાંતિમાં કેવા લશ્કરી વ્યૂહ રચવા જોઈએ તેનો તેમણે ઊંડો અભ્યાસ કર્યો હતો. માર્ક્સબાપા આ બાબતમાં આંખ મીંચીને 'જનરલ'ની સલાહ માની લેતા. બાળકોને જનરલ એમના મૂર જેટલા જ વહાલા લાગતા એટલે પોતાના રવિવારના પ્રોગ્રામમાં જનરલને ખુશીથી શામેલ કરી લેતા.

માર્ક્સબાપા બાળકોને કદી વઢતા નહિ. છતાંય એમની

મરજી વિરુદ્ધ જવું એ બાળકોને કારી ઘા જેવું લાગતું. ખરા દિલથી આટલો આદર પામતા ભાગ્યશાળી પિતાઓ ગણ્યાંગાંઠ્યાં જ હશે.

આ રવિવારે આખું કુટુંબ લંડન પાસેના પરામાં પિક-નિક પર જશે એવું નક્કી થયું હતું. પરામાં ફરવા જાય ત્યારે રસ્તામાં આવતી હોટલમાં જઈ ડબલરોટી ખાઈને જીંજર પીવાનો એમનો નિયમ હતો.

પણ પરમ દિવસથી આજનો પ્રોગ્રામ કથળી ગયો હતો. વાત એમ હતી કે ચાર દિવસ પહેલાં બાળકોને નવી બહેન મળી હતી. એનું નામ પાડ્યું હતું, 'એલીનોર' સુવાવડી બાને એકલી મૂકીને ફરવા જતાં બાળકો અચકાતા હતા. પણ આવા ખુશનુમાં દિવસે અંદર રહેવું ય તેમને ગમતું ન હતું.

માર્ક્સબાપાએ તોડ કાઢ્યો કે પરામાં જવાને બદલે પહેલાં જેનીને ઇસ્પિતાલમાં મળવા જવું, અને ત્યાંથી બગીચામાં ફરી ઘેર આવવું.

બાળકોને વાત તો ગમી, પણ........

'એટલે આજે ય વાર્તા નહિ કરો, ખરું ?' નાનકડી લોરા ગાલ ફુલાવીને બોલી.

'આપણે જતી વખતે સવાલ–જવાબની રમત રમીશું. અને આવતી વખતે મૂર વાર્તા કહેશે.'

'હા, મૂર, આજે વરાળરાજા અને વીજળીરાણીની વાર્તા કહેજો !'

બાળકોને થાક ન લાગે એ માટે માર્ક્સબાપા હંમેશાં રસ્તામાં વાર્તા ઉપજાવી કાઢતા. જેટલું લાંબુ અંતર એટલી લાંબી વાર્તા ! વરાળરાજાની વાર્તા એમણે પાંચ વરસ પહેલાં (૧૮૫૦માં) રીજંટ સ્ટ્રીટમાં રેલવે એંજિનનું નવું મૉડેલ દેખાડવામાં આવ્યું હતું ત્યારે જોડી હતી. આ એંજિન વરાળને બદલે વીજળી વડે ચાલતું. આ શોધથી માર્ક્સ અને એંગલ્સ ખૂબ ખૂબ ઉત્સાહમાં આવી ગયા હતા. કારણ, વીજળી ઉત્પાદનના કામમાં લાગે તો આખા સમાજમાં ક્રાંતિ થયા વિના રહે જ નહિ. વરાળ યંત્રે આપણને ઉદ્યોગ-ક્રાંતિ સાથે મૂડીવાદ આપ્યો. હવે વરાળરાજાનું રાજ ખતમ થાય છે. વીજળીરાણી એથી ય મોટી ક્રાંતિકારી છે. એ સામ્યવાદ લાવ્યા વિના નહિ રહે.

માર્ક્સ-એંગલ્સનો ઉત્સાહ એટલો જબરો હતો કે તેમના મિત્રોને પણ એનો ચેપ લાગ્યો. સૌ રીજંટ સ્ટ્રીટમાં જઈ આ નવી ક્રાંતિરાણીના દર્શન કરી આવ્યા. માર્ક્સ બાળકો સાથે પાછો ફરતો હતો ત્યારે વરાળરાજા અને વીજળી-રાણીની વાર્તા કરી હતી. એ રાજા-રાણીની સાહસકથા હું તમને ફરી કોઇ વાર કહીશ. આજે તો માર્ક્સના કુટુંબ સાથે સવાલ-જવાબની રમત જોતા જોતા તેમને ઇસ્પિતાલ સુધી મૂકી આવીએ. આ રમતમાં બાળકો સવાલ પૂછતાં

અને ત્રણ નંબર ગણાય તે પહેલાં જ માર્ક્સબાપાને તેનો જવાબ આપવો પડતો.

રમત શરૂ થઇ. લોરા સવાલ પૂછે અને માર્ક્સબાપા તેનો જવાબ આપે, તે પહેલાં જ જેની બીજો સવાલ પૂછતી. આ રહ્યા એ સવાલો અને તેના જવાબોઃ

| સવાલ | જવાબ |
|---|---|
| તમને કયો સદ્ગુણ સૌથી વધારે ગમે છે ?............... | સાદાઈ અને સરળતા. |
| પુરુષોમાં કયો ગુણ ગમે ?.... | તાકાત. |
| અને સ્ત્રીઓમાં ?............... | તેની કમજોરી. |
| તમારી મુખ્ય ખાસિયત શી ?... | એકાગ્રતા, એકલક્ષીપણું. |
| તમે સુખ શાને કહો ?........ | સંઘર્ષને. |
| અને દુઃખ ?.................... | દીનતાને. કોઇની સામે રાંક બની ઝુકવાને. |
| કયા દુર્ગુણને તમે સહેલાઈથી માફ કરી શકો ?............... | તત્કાળ કોઈના પર ભરોસો રાખવાને. |
| તમને કયા દુર્ગુણ પ્રત્યે સૌથી વધારે તિરસ્કાર છે ?.... | હજૂરીઆ વેડા પ્રત્યે. દાસત્વ પ્રત્યે. |
| તમને કોને જોઇને ભાગવાનું મન થાય ?.................... | માર્ટીન લ્યુથરને. |

તમને શોખ શાનો ?............પુસ્તકીયો કીડો બનવાનો.
તમારો માનીતો કવિ કોણ ?....શેક્સપીઅર(અંગ્રેજ)એચીલસ (ગ્રીક) અને ગેટે (જર્મન.)
અને માનીતો લેખક ?.........ડીડરોટ (ફ્રેંચ નવલકથાકાર)
માનીતો હીરો (નાયક) ?....સ્પારટાકસ અને કેપલર.
માનીતી હીરોઇન (નાયિકા)?....ગ્રેશેન.
માનીતું ફૂલ ?....................દાફ્ની.
માનીતું નામ ?....................જેની અને લોરા.
ભાવતી વાની ?....................મચ્છી.
માનીતી ઊક્તિ (સૂત્ર) ?........હું કોઇ પણ માનવ-લાગણી કે વર્તનને અસ્પૃશ્ય ગણુતી નથી.
માનીતો સિદ્ધાંત ?................જિજ્ઞાસુવૃત્તિ. દરેક વાતમાં શંકા ,ઉઠાઓ.

સવાલ–જવાબોની રમઝટ જોામી. બાળકોની ચાલ પણ તેજ બની. આખરે ઇસ્પિતાળનો દરવાજો આવી ગયો ત્યારે માર્ક્સબાપા બોલ્યા, 'હવે ખેલ ખલાસ !'

*

બે માસ પછી ઈસ્ટરના તહેવારો આવ્યા, અને ફરી આ પ્રેમાળ કુટુંબને દુઃખના ચાબખા મારતા ગયા.

જેની સુવાવડમાંથી ઉઠી ન ઉઠી ત્યાં તો નવ વરસનો કર્નલ મૂશ માંદો પડ્યો. નાનપણથી જ તેનામાં આવડત

દેખાતી હતી. પ્રતિભાની ઝાંખી થતી હતી.

'બાપથી બેટો સવાયો નીવડવાનો છે! જોજો તમે....' જેની હસીને ટકોર કરતી.

ચકોર બાળક કુટુંબમાં બહુ જ લાડકો હતો.

'મૂશ! ભાઈને શું થયું?' લોરાએ પૂછ્યું.

'કંઈ નહિ બેટા!' કાર્લનું ગળું રૂંધાઈ ગયું. પાણીના પોતા મૂકતી જેનીએ મોં ફેરવી લીધું.

તે જ રાતે માર્ક્સે એંગલ્સને કાગળ લખ્યો, 'મારું દિલ ભારે છે, પણ મારે ઠોઠ મારીને મોં રાતું રાખવું પડે છે. મંદવાડમાં ય છોકરાએ તેનો આનંદી આઝાદ સ્વભાવ ગુમાવ્યો નથી.'

૧૮૫૫ની ઈસ્ટરના શુક્રવારે નાનકડો મૂશ મરી ગયો.

ઘરમાં રોકકળ થતી હતી. ત્યારે માર્ક્સબાપાએ ફરી એંગલ્સ પાસે દિલ ખોલ્યું, 'બિચારો બાળક ચાલ્યો ગયો. પાંચ-છ વાગ્યાનો શુમાર હતો, તે મારા ખોળામાં સૂઈ ગયો.....અને ફરી ન ઉઠયો. તમારી મૈત્રી જ એક મારો સહારો છે એ વાત હું કદી ય નહિ ભૂલું. દીકરાનું મોત મને કેટલું વસમું લાગે છે; એ તો તમે જાણો જ છો.....' અને છ દિવસ પછી ફરી લખ્યું, 'દીકરો ગયા પછી ઘર ખાવા ધાય છે.....મેં જાતજાતની મુસીબતો વેઠી છે, પણ સાચું દુઃખ એટલે શું, તે તો આજે જ જાણ્યું....'

અને આ ઘા રુઝાતાં લાંબો સમય લાગ્યો. ત્રણ મહિના પછી તેણે લાસેલીને લખ્યું કે, 'લોકો કહે છે કે મહાન પુરુષોના જીવનમાં એટલા વિવિધ રસ હોય છે કે તેમને કોઈ પણ ખોટ બહુ સાલતી નથી. પણ હું એમાંનો એક નથી. મને તો મારો મૂશ હજી કાલે જ ગયો હોય એમ લાગે છે. મારી પત્નીની તો કમ્મર જ તૂટી ગઇ છે.'

માર્ક્સ દંપતીની તંદુરસ્તી ફરી બગડી ગઈ અને તેમના સ્વભાવ સહેજ ચીડિયા બની ગયા હતા. એક દિવસ એલીનોરે માર્ક્સબાપાના કાગળો બગાડી નાખ્યા હતા. જેની તેના ગુસ્સામાં હતી. એટલામાં દૂધવાળો પૈસા લેવા આવ્યો, પણ ઘરમાં તો કશું જ ન હતું. જેનીથી બોલાઇ ગયું: 'ધરતી માગ કાં નથી આપતી ? હું અને મારા છોકરાંવ એમાં સમાઈ જઇએ એટલે નિરાંત !'

સોફા પર આડા પડેલ માર્ક્સબાપાને બહુ જ માઠું લાગી ગયું. એ ગણગણવા લાગ્યા:

'મારા જેવા માણસે પરણવું જ ન જોઇએ. ગમે તે થાય પણ હું મારું કામ છોડવાનો નથી. આ કમબખ્ત મૂડીવાદ સમાજ ! મને પૈસા પેદા કરવાનું યંત્ર હરગિજ નહિ બનાવી શકે....'

પણ આ અકળામણ લાંબો વખત ન ટકી. જેની એમને મનાવવા આવી ત્યારે એમણે હસીને કહ્યું: 'એમાં તારો વાંક નથી. હું તો આખો દિવસ કામમાં મશગૂલ રહું છું'

એમાંથી મને જોમ મળે છે. પણ તારે તો આખો વખત આ નજીવી કંટાળાભરી બાબતોનો જ સામનો કરવો પડે છે.

સૌને લાગ્યું કે જેનીને હવાફેરની જરૂર છે. તેની મા જર્મનીમાં માંદી હતી. જેની પોતાની ત્રણે પુત્રીઓ સાથે પિયેર પહોંચી ત્યારે એની છેલ્લી ઘડીઓ ચાલતી હતી.

માતા થોડોઘણો વારસો મૂકી ગઈ. તેમાંથી જેનીનો ભાગ બહુ મોટો નહોતો. લગભગ એ જ અરસામાં જેનીને મોસાળથી પણ નાનકડો વારસો મળ્યો.

આટલી મૂડીને આધારે માર્ક્સ કુટુંબ ડીન સ્ટ્રીટવાળું મકાન છોડી સન ૧૯૫૬માં માર્ક્સબાપાના માનીતા હેમસ્ટેડ હીથ નામના બગીચા પાસે આવેલ, ગ્રાફ્ટન ટેરેસ, મેટલેંડ પાર્ક, હેવરસ્ટોક હિલ વાળા મોટા મકાનમાં આવી રહ્યા.

ઉંબરામાં પગ મૂકતાંવેંત જેની બોલી ઉઠી: 'અત્યાર સુધી આપણે જે ઉંદરડાના દરોમાં રહ્યા છીએ તેના પ્રમાણમાં તો આને મહેલ ગણી શકાય.'



પણ આ સુંવાળું જીવન લાંબો વખત ન ચાલ્યું. અમેરિકામાં આર્થિક કટોકટી શરૂ થઇ અને તરત જ ન્યુયોર્ક ટ્રિબ્યનના માલિક દાનાએ માર્ક્સબાપાના વેતન પર અડધો-અડધ કાપ મૂક્યો. આ દાનાસાહેબ પોતાને આદર્શવાદી

સમાજવાદી કહેવડાવતા, પરંતુ કામમાં કોઇ પણ રીતે અમેરિકી વેપારીથી ઉતરે તેવા નહોતા. માર્ક્સબાપાને તેણે છેતર્યા કર્યા છે. તેમના લેખો તે પોતાના નામે છાપતો અને તેને આધારે તંત્રીલેખો લખતો એટલું જ નહિ, પરંતુ પૈસા માત્ર માર્ક્સ બાપાને નામે છપાય, તેટલા લેખો માટે જ આપતો !

અંગત મુશ્કેલીઓ વધી હોવા છતાં ય માર્ક્સબાપાએ અમેરિકાની આર્થિક કટોકટીને આવકારી. કારણ કે, ક્રાંતિના નવા જુવાળનો સંદેશો તે સાથે લાવતી હતી.

'કેમ આજે મોં ઉતરી ગયું છે?' બહારથી આવી ચુપચાપ કોટ ઉતારતા કાર્લને જેનીએ પૂછયું.

'મારા હસ્તાક્ષરો સારા નથી.'

'એટલે ?'

'મને રેલવે કંપનીમાં નોકરી નહિ મળે. હસ્તાક્ષરો...'

'તમને નોકરી શોધવાનું કયાંથી સૂઝયું ?'

આજ સુધી માત્ર ક્રાંતિ માટે જ જીવતા કાર્લને નોકરી માટે ભટકતો જોઇને જેનીનું હૈયું ભરાઈ આવ્યું.

'મારી આંખો ફૂટી નથી ગઈ. બાળકોને નિશાળે મોકલવા માટે સારા કપડાં નથી, ફાટ્યા વિનાના જોડાં નથી, એ વાત મારાથી છૂપી છે એમ તું માને છે?'

'કોણે કહ્યું? ચિબાવલી લેંચાના જ એ કામ....'

'તું નકામી લોરાને દોષ દે છે. આપણાં બાળકો તો એટલાં સમજણાં છે કે....' 'તમારા તો મલાવા જ ભારે. આ જુઓ, તમારી જેની–નાટક કંપનીમાં નોકરી મેળવવા ગઇ હતી.... મારે તે કેટલાંનું ધ્યાન રાખવું. કોઈને કહ્યા વિના જ તે ઉપડી ગઇ. આજે એની બહેનપણીએ કહ્યું ત્યારે મે જાણ્યું.'

ધપ દઈને કાર્લ સોફા પર બેસી ગયો. સમજુ જેની મા-બાપને આર્થિક મદદ કરવા મથતી હતી, એટલે જ તે શિક્ષણ છોડી નોકરી તરફ વળી હતી.

'શિક્ષણ....હા. છોકરીઓ ભણી શકે એ વિચારે જ હું આપણી યોજના અમલમાં મૂકતાં અચકાતો હતો. હવે....'

'કઇ યોજના ?' બહારથી આવીને ખૂણામાં ઊભી ઊભી વાત સાંભળતી લેનચેન બોલી.

'લેનચેન !' જેનીએ ઉઠીને તેની કમ્મર પર હાથ વીંટાળી દીધો. 'અમે વિચારતા હતા કે આવડો મોટો કારભાર હવે નિભાવી શકાય તેમ નથી. જેની અને લોરા સમજણા થઈ ગયા છે. તેને અંગ્રેજ મિત્રોની લાગવગથી કોઇ સારા કુટુંબમાં શિક્ષિકાઓ તરીકે રખાવી દઈએ. ખીલતા શરીર અને મન આપણાં કરતાં ત્યાં જ વધારે પોસાશે. નાની તુસી (એલીનોર)ને લઈને હું અને કાર્લ કોઇ ગરીબલત્તામાં ઓરડી ભાડે રાખીને રહીશું'

'ભલે, આપણે તો ટેવાયા જ છીએ, પણ જેની અને લૅારાની વાત....'

'લેનચેન ! અમે તમારે માટે પણ બીજી નોકરી શોધી આપવાનો વિચાર કરીએ છીએ.' કાર્લ બોલ્યો.

'ખબરદાર, એક હરફ પણ ઉચ્ચાર્યો છે તો ! શરમ નથી આવતી.' લેનચેનને ડૂમો આવી ગયો.

'પણ લેનચેન, તારી ઉમ્મર થવા આવી છે. ગરીબીના હડદોલાટ તારાથી નહિ વેઠાય....' જેની બોલી. 'બહુ ડાહી થા'મા દીકરી, આ ઘરમાંથી તો મારી ઠાઠડી જ નીકળશે.' તે જેનીને લેટી પડી.

એટલામાં જેની અને લૅારાના હાથમાં હાથ નાખીને એંગલ્સ ત્યાં આવી ચડ્યો.

'બા...મૂર...જો અમે કોને લઇ આવ્યા !'

'જનરલ !' કાર્લ એંગલ્સને મળવા સામો ગયો.

'આજે શોકીયું ઘર કેમ છે ?' સૂંઘતા સૂંઘતા એંગલ્સે મજાક કરી.

'મને બરતરફ કરવાની વાત થાય છે. આ મારી દીકરી ને જમાઇ તો....' લેનચેન ઉખળી પડી.

એંગલ્સે કટકે કટકે પૂરી વાત કઢાવી લીધી. અને માર્ક્સ દંપતીની યોજના એટલેથી જ અટકી ગઇ. એંગલ્સે તેનો સખત વિરોધ કર્યો.

'હું ઘોડે ચડીને મોજ કરું અને મારી ભત્રીજીઓ નોકરી કરે. લેનચેન પારકે ઘેર જાય...એ બધી વાહિયાત વાતો એક ક્ષણ માટે પણ ચાલવા નહિ દઉં.'



ચાળીસ વરસની મૈત્રીમાં માકર્સ–એંગલ્સ વચ્ચે માત્ર એક જ વાર અણબનાવ થયો હતો. અને તે પણ થોડાં દિવસો માટે જ.

એક સવારે એંગલ્સનો તાર આવ્યો કે તેની પ્રિયતમા મેરી બર્ન્સ મરી ગઈ. તેના જવાબમાં માકર્સબાપાએ માત્ર એક લીટીમાં જ ખરખરો પતાવી પોતાની ગરીબીનું રામાયણ શરૂ કર્યું.

મેરી જોડે એંગલ્સના વિધિસર લગ્ન થયા નહોતા, છતાં ય બન્નેએ દસ વરસ સુધી સહજીવન ગાળ્યું હતું. તેના મિત્રો એને એંગલ્સની પત્ની જ ગણતા. સાધારણ ઓળખીતાઓએ પણ ભાવભીના દિલાસાઓ આપ્યા ત્યારે જેની તરફથી એક અક્ષર પણ ન આવવાથી એંગલ્સને બહુ જ માઠું લાગ્યું. કાર્લના રૂખા કાગળે તેના ઘા પર મીઠું ભભરાવ્યું. તેણે કાર્લને પૈસા મોકલાવ્યા પણ કાગળનો જવાબ ન લખ્યો.

આ તરફ, કાગળ રવાના કરતાંવેંત માકર્સબાપાને પસ્તાવો થવા માંડયો હતો. એમણે જેનીને કહ્યું, નફ્ફોદ

જાય આ મૂડીવાદનું!—મારા જિગરજાન મિત્રના દુઃખને વખતે મને તેણે હેવાન બનાવ્યો!'

એંગલ્સનું મૌન જોઇ માર્ક્સબાપાએ પહેલ કરી. પહેલાં તો તેમણે ખુલ્લા દિલથી પોતાની હૂંફ વિનાની સહાનુભૂતિ માટે માફી માગી, અને પછી સમજાવ્યું કે જેનીએ તે દિવસે કેમ નહોતું લખ્યું: 'ઓઓ અજબ પ્રાણીઓ હોય છે. સવારે મેરીના મોતના ખબર સાંભળ્યા ત્યારે રોઇ રોઇને અડધી થઈ ગઈ હતી. પણ સાંજ સુધીમાં તો ઘરમાલિક જપ્તી લઈને આવી પહોંચ્યો. અને જેની કહેવા લાગી કે, જેના ઘરમાં જપ્તી અને ભૂખ્યાં છોકરાં હોય તેને જ ખબર પડે કે સાચું દુઃખ શું ચીજ છે.'

માર્ક્સની દિલગીરી જોઈને એંગલ્સ પીગળી ગયો. એણે તરત જ જવાબ લખ્યો:

'મેરી સાથે મારી જુવાની કબરમાં ઉતરી છે. તમારો કાગળ મળ્યો ત્યારે હજી તેની દફનક્રિયા પણ પૂરી થઈ નહોતી. ખરું કહું તો આઠ દિવસ સુધી તમારો કાગળ મારા મગજમાં ઘોળાતો હતો. ખેર, કંઈ નહિ, તમારા છેલ્લા કાગળે એની કચાશ દૂર કરી છે. મેરી સાથે હું મારો દિલોજાન દોસ્ત પણ નથી ગુમાવી બેઠો એ જાણી મને આનંદ થાય છે....'



અને એમની મૈત્રી અખંડ રહે તે આપણે માટે બહુ જ

જરૂરી હતું. એમનો ઝળહળાં થતો કાર્યમુગુટ, એથી યે અલૌકિક કલગી માગી રહ્યો હતો. એની તૈયારીઓ શરૂ થઇ ગઇ હતી. એક તો છે માકર્સબાપાનો જગપ્રખ્યાત ભગીરથ ગ્રંથઃ કેપીટલ યાને મૂડી. અને બીજું ઇન્ટરનેશનલ (આંતરરાષ્ટ્રીય મજદૂર સંઘ)ની સ્થાપના. એ બંનેનો હું તમને ટૂંકામાં પરિચય આપી દઉં.

## ૧૧ : આંતરરાષ્ટ્રીય મજદૂર સંઘ

બાર બાર વરસ સુધી તમ્મર ખાઇને પડેલી કામદાર ચળવળ સન ૧૮૬૦માં ફરી આળસ મરડીને બેઠી થતી હતી. એ દરમ્યાન મૂડીદારોની લૂંટ તો ચાલૂ જ હતી. પાયમાલ બની ગએલ કિસાનો પર ધાડ, ગુલામ દેશો પર જુલમ, ત્યાં નિતનવી ખોલાતી બજારો, અને એવા અનેક લૂંટારાવેડામાં યૂરોપના મૂડીદારો મશગૂલ હતા. અને આ કીચડ કાદવમાંથી જ તેમના ઉદ્યોગો ખીલતા હતા.

સાથે સાથે યૂરોપમાં કામદાર વર્ગની સંખ્યા પણ વધવા લાગી હતી. તેમની ચળવળની કક્ષા વધારે ઊંચે ચડી હતી. ત્યારે માકર્સબાપા એક દિવસ પોતાના દરજી મિત્રની દુકાને ગયા.

'ઇકારીઅસ ! તું લંડનમાં વસતા જર્મન કામદારો વતી આજે માર્ટીન હોલની સભામાં બોલે તો કેમ ?'

'લંડન ટ્રેડ કાઉન્સીલના પ્રમુખે બોલાવી છે તે સભા ?'

એ પ્રમુખ પોતે એક મોચી હતો.

'હા, લદુભેએ આવીને મને ત્યાં હાજર રહેવાનું આમંત્રણ આપ્યું છે. અને કામદાર વક્તાનું નામ સૂચવવાનું કહ્યું ત્યારે મેં તમારું નામ આપ્યું છે.'

લંડનના કામદારોએ પેરીસ કામદારોને પોલીશ સવાલ પર એક ખરડો મોકલાવ્યો હતો. અને બન્ને દેશોના કામદારોને સંયુક્ત પગલું ભરવાનું આમંત્રણ આપ્યું હતું. તેના જવાબમાં પેરીસના કામદારે પોતાનું પ્રતિનિધિમંડળ લંડન મોકલાવ્યું હતું. તેમને આવકાર આપી ભાવી કાર્યક્રમ ગોઠવવા માટેની આ સભા હતી.

માર્ક્સબાપાએ ઇકારીઅસ સાથે બેસીને તેણે ત્યાં બોલવાનું ભાષણ લખ્યું, અને સભામાંથી પાછા ફરી તરત જ એંગલ્સને પત્ર લખ્યો, 'આ વખતે, લંડન અને પેરીસના ખરેખર જોરદાર તત્ત્વો સાથે મળવાના છે એ વાત હું પહેલેથી જ જાણતો હતો.'

માર્ક્સબાપાની આ ધારણા સાચી હતી. આ સંઘમાં માત્ર કમ્યુનિસ્ટો જ નહિ પણ આંતરરાષ્ટ્રીય મઝદૂર આંદોલનના તમામ વગદાર નેતાઓ શામેલ થયા હતા. આ સંયુક્ત કામદાર સંઘે દસ દસ વરસ સુધી યૂરોપના મૂડીદારોને હંફાવ્યા હતા.

આ સંયુક્ત સંઘમાં પણ સિદ્ધાંતોને વફાદાર રહી, કામદાર લડતને આગળ ધપાવવામાં માર્ક્સબાપાએ શો

ભાગ ભજવ્યો છે એ સમજાવવા જતાં, લેનીન કહે છે તેમ, આંતરરાષ્ટ્રીય સંઘનો પૂરો ઈતિહાસ જ લખી નાખવો પડે. કારણ, માર્ક્સબાપા આ સંઘનો પ્રાણ હતા. તેમની નેતાગીરી તળે આ સંઘે કામદાર ચળવળને સાચા ક્રાંતિકારી માર્ગે દોરી હતી.

ઔપચારિક રીતે, તો માર્ક્સબાપા માત્ર સંઘની જર્મન શાખાના જ મંત્રી હતા, પરંતુ સંસ્થાનો કોઈ પણ અગત્યનો કાર્યક્રમ કે ઠરાવ, તેમની સલાહ વિના ન ઘડાતો. કપરી લડતોમાં કસાએલ નેતાની એમનામાં દીર્ઘદષ્ટિ હતી. ગમે તેવા સંજોગોમાં પણ એ ઝડપથી સમતોલ બની શકતા, ને પરિસ્થિતિનો તાગ કાઢી માર્ગદર્શન કરતા. હિંમતવાન અને અડગ, ખંતીલા અને જરૂર પડે વાળ્યા વળાય તેવા માર્ક્સબાપાના હાથમાં આ સંઘનું સુકાન સલામત હતું.

સંઘનું ઉદ્‌ઘાટનપત્ર તૈયાર કરતાં તેમણે લખ્યું છે, 'કામદારવર્ગની મુક્તિ કરવાનું કામ કામદારવર્ગનું પોતાનું જ છે. મૂડીવાદી ગુલામીમાંથી છૂટવાનો એક જ માર્ગ છે—મૂડીદારો સામે ક્રાંતિકારી લડતો લડો અને તે માટે કામદારવર્ગના સંગઠનો મજબૂત બનાવો !'

તખ્તા પાછળ રહીને માર્ક્સબાપા અથાગ કાર્ય કરતા. જાહેર ફૂલમાળાઓના તેઓ રસિયા નહોતા. એમને તો પોતાના સંશોધન ગ્રંથો પૂરા કરવાની તાલાવેલી લાગી હતી. કોઈ કોઈવાર એ નિસાસો નાખતાઃ 'આ પ્રચારકાર્યની

કાળી બાજુ એ જ છે કે તે તમામ કામમાં ખલેલ પહોંચાડે છે.'



અને છતાં ય માર્ક્સબાપાનું સંશોધન કાર્ય તો જારી જ રહ્યું. કામના બોજાને લીધે હવે તેની તબિયત નરમ રહેતી. આવા સંજોગો વચ્ચે તેમનો મહાન ગ્રંથ 'કેપીટલ' યાને મૂડી પૂરો થયો. તેમાં માર્ક્સબાપાના જીવનકાર્યનો નિચોડ સમાયો છે. તેની સામગ્રી ભેગી કરતાં તેમને ત્રીસ વરસ લાગ્યા. રાજકીય અર્થશાસ્ત્રનો એવો એક પણ મૂળભૂત સવાલ નહિ હોય કે જેનો જવાબ આ ગ્રંથમાં ન મળે. અનેક સવાલો તો ઈતિહાસમાં પહેલી જ વાર અહીં ઉકેલાયા છે.

કિંમત એટલે શું, કેવી રીતે તે નક્કી કરવી ? પૈસાના વિવિધ વહેણો કેવા હોય છે ? મૂડીદારો કેવી રીતે કામદારનું શોષણ કરે છે ? વધારેની કિંમતનો ભાગ કેવી રીતે પાડવામાં આવે છે ? નફો, વ્યાજ, જમીનનું ભાડું વગેરેનો ગૂઢ અર્થ શું ? મજૂરી શાને આધારે નક્કી થાય ? શા માટે અને કેવી રીતે આર્થિક કટોકટી ઊભી થાય છે ? આ અને આવા અનેક સવાલો, પહેલી જ વાર અહીં વૈજ્ઞાનિક રીતે હલ થાય છે.

આ તર્કશુદ્ધ લખાણ એટલી સરળ અને સુંદર શૈલીમાં લખાયું છે કે અર્થશાસ્ત્રના વિદ્યાર્થી ન હોય એવા માણસો પણ સહેલાઇથી સમજી શકે.

આવો ગ્રંથ લોકો ન વાંચે એ દેખીતી રીતે જ મૂડી-દારોના લાભમાં છે. અને દીઠો લાભ મેળવવામાં પાછીપાની કરે તો તે મૂડીદાર નહિ.

પહેલાં તો આ ગ્રંથના પ્રકાશન પ્રત્યે મૌન સેવી, તેને અવગણવાનો પ્રયાસ કરી જોયો. તેની ટીકા કરે તો ગ્રંથને જાહેરાત મળે અને લોકોને તેના અસ્તિત્વની જાણ થાય. એટલે પહેલો પાસો તો એ જ હોય.

છતાં ય જ્યારે કામદાર નેતાઓમાં તેની ચર્ચા થવા માંડી અને જાગૃત લોકો તેમાં રસ લેવા માંડયા કે તરત જ માલિકોએ બાજી બદલાવી. બીજો પાસો ફેંકયો. પદ્ધતિસર ગુસપુસ શરૂ થઇ કે આવડું મોટું થોથું કોણ વાંચે ? એ તો તદ્દન નીરસ ગ્રંથ છે.—પંદર પાના વાંચતાં ઊંઘ આવે વગેરે વગેરે.

આ ખોટો પ્રચાર આજે પણ ચાલુ જ છે. ઘણા લોકો પર તેની અસર થઇ છે અને તેને હાથમાં લેતાં ડરે છે. પણ સાકરનો સ્વાદ તો ચાખ્યા પછી જ સમજાય.

એક દાખલો આપું. માકર્સ પહેલાંના દરેક અર્થ-શાસ્ત્રીએ નફાના સવાલ પર માથા પછાડ્યા છે. પરંતુ મૂડી-વાદને ટકાવી રાખવાની પ્રતિજ્ઞા લીધેલ સંશોધક તેનો સંતોષ-કારક જવાબ આપી શકતો નહોતો. કોઇ કહે કે મૂડી-દારની આવડતને લીધે નફો મળે છે. ત્યારે સામો સવાલ ઉઠતો કે એકમાંથી બે રૂપિયા આવે છે કયાંથી ? દુનિયાના નાણાનું ભંડોળ તો અમુક ચોક્કસ જ હોય છે. એક મૂડી-

દાર બીજાને છેતરીને એ ભંડોળમાં નવી સમૃદ્ધિ ઉમેરી શકતો નથી.

કાર્લ માર્ક્સે આ સવાલનો સાચો જવાબ આપ્યો: 'નફો, કિંમત વગેરેનું સર્જન કરનાર છે—માનવીનો શ્રમ. દુનિયામાં અનેક ચીજો પડી છે. માણસ મહેનત કરીને તેને વિવિધ રૂપ આપે, ત્યારે જ એ કિંમતી ગણાય છે. મિલના કાપડની જ વાત લો. મિલમાલિક રૂ અને યંત્રો લાવી આપે, પરંતુ તેનો ઉપયોગ કરી વણનાર મજૂર મળે નહિ, ત્યાં સુધી કિંમતી કાપડ પેદા થાય નહિં. મજૂરની મહેનત જ માલિકને નફો કમાવી દે છે.

આ ગ્રંથના પહેલા ભાગની શરૂઆતમાં મૂડી કેવી રીતે ભેગી થઇ તેનું સવિસ્તાર રસિક વર્ણન આવે છે. તેમાં રાજાની તહેનાતમાં રાખેલ ચાંચીયાઓની વાત સાંભળીને તો તમે મોંમાં આંગળા નાખી દેશો. 'સન્માનનીય' મૂડીદારોના પૂર્વજોના પરાક્રમો જાણવા જેવા છે.

આવી તો અનેક નવી નવી વાતો 'કેપીટલ'માંથી જાણવા મળશે. તમે તેને જરૂર જરૂર વાંચી જજો.

*

આ ગ્રંથ લખાતો હતો તે દરમ્યાન સંઘનું કાર્ય તો ચાલુ જ હતું. ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચે આંતરવિગ્રહ શરૂ થયો ત્યારે સંઘવતી માર્ક્સબાપાએ અબ્રાહમ લિંકનને નીચે પ્રમાણે અભિનંદન પાઠવ્યા:

'જ્યાં સુધી અમેરિકાના ગોરાઓ એટલું નહિ સમજે કે ત્યાંની નીગ્રો જનતાની ગુલામી એ અમેરિકન પ્રજાસત્તાકનું કલંક છે, ત્યાં સુધી ગોરા અમેરિકનો પોતે પણ સાચી આઝાદી નહિ મેળવી શકે. યૂરોપના આઝાદી જંગને તેઓ મદદ પણ નહિ કરી શકે.'

*

સન ૧૮૭૦માં જર્મની અને ફ્રાન્સ વચ્ચે લડાઈ ફાટી પડી. ફ્રાન્સ હાર્યું. સડેલું ફ્રેંચ રાજતંત્ર ડગમગવા લાગ્યું. છ માસ અને બે અઠવાડિયાથી દુશ્મનની ફોજ પેરીસની આસપાસ ઘેરો ઘાલીને બેઠી હતી. રાષ્ટ્રીય દળ પેરીસનું રક્ષણ કરી રહ્યું હતું. આ દળમાં મોટા ભાગના સૈનિકો પોતે કામદારો હતા.

દગાખોર ફ્રેંચ મૂડીવાદી સરકાર ભડકી. તા. ૧૮ મી માર્ચ ૧૮૭૦ને દિન એણે રાષ્ટ્રીય દળ પાસેથી હથિયારો પડાવી લેવાનો પ્રયાસ કર્યો. કહે કે, 'તેમની બંદૂકો રાજ્યની છે—પાછી આપો.' કામદારે જવાબ આપ્યો: 'તદ્દન જૂઠું. ઘેરા દરમ્યાન અમારે પૈસે અમે એને ઢાળી છે. અને સરકારે તેનાપર રાષ્ટ્રીય દળનો માલિકી હક્ક છે, એ વાત સ્વીકારી છે.'

સરકાર પરાણે શસ્ત્રો ઝૂંટવવા ગઈ. કામદારો સામા થયા. પ્રજાને કચડવા માટે સરકારે લશ્કર ઉતાર્યું, પણ સૈનિકો કામદારો જોડે ભળી ગયા. પેરીસના તમામ ગરીબો કામ-

દારની પક્ષે લડયા. દુનિયાની આંખો પેરીસ પર ચોંટી હતી. પેરીસ ગરજી ઉઠયું:

'પેરીસ કમ્યુન ઝિંદાબાદ !' પેરીસના કામદારે દગાખોર ફ્રેંચ સરકારને હરાવી પોતાનો ક્રાંતિ-ધ્વજ લહેરાવ્યો. ત્યારે માર્ક્સબાપાનો ધીર ગંભીર નાદ ગૂંજવા લાગ્યો:

'કામદારે સ્વર્ગ પર ચઢાઈ કરી છે ! એમને મદદ કરો, કુમક પહોંચાડો !'

પેરીસ કમ્યુનના આરંભ સાથે કામદાર ચળવળ નવા તબક્કામાં પ્રવેશતી હતી. કામદારે પોતાંના વાવડાને જોરે પોતાની મુક્તિ પ્રાપ્ત કરી હતી. એને ટકાવી રાખવા માટે માર્ક્સબાપાએ તનતોડ મહેનત કરી. હજારો પત્રો લખ્યા, સલાઓ ભરી, ભૂખ–તરસ ભૂલાઈ ગયા. દિવસ–રાત ફરી એક બન્યા.

પરંતુ કમ્યુનની સમિતિમાં કોઇ માર્ક્સવાદી નહોતો. ત્યાં બહુમતી હતી બ્લાંકિવાદીઓની અને લઘુમતી પ્રુધોંના શિષ્યોની. તેમણે જૂના રાજનું માળખું એમ ને એમ રહેવા દીધું. પરિણામે હારેલા મૂડીદારોને પાછા ફરવાની તક મળી, અને તા. ૨૮મી મે ને દિન કમ્યુન હારી ગયું.

માર્ક્સબાપા તેનું મૂલ્યાંકન કરવા બેઠા. તેમણે જોયું કે દરેક ક્રાંતિ ત્રણ પ્રકારના નેતાઓને મોખરે લાવે છે. એક છે ક્રાંતિના અસલ પ્રતિનિધિઓ, અને બીજા એ નકલી. આ નકલી પ્રતિનિધિઓ બે જાતના હોય છે. પાછલી ક્રાંતિ જોડે

જેમના નામ સંકળાએલા છે તે આ ક્રાંતિમાં પણ હબકા ડોળે છે; પરંતુ તેમને વર્તમાન ક્રાંતિના બળાબળોનું સહેજ પણ ભાન હોતું નથી. બીજી જાતના નેતાઓએ વરસોથી ગરમાગરમ સરકારવિરોધી વાતો કરીને ક્રાંતિકારીનો બીલ્લો પચાવી પાડયો હોય છે. શરૂઆતમાં તો આ બન્નેનું અસ્તિત્વ અનિવાર્ય છે, પરંતુ પૂર ઓસરે અને ક્રાંતિ સ્થિર બને કે તરત જ આ નકલી નેતાઓ ઉઘાડા પડી જાય છે, દૂર ફેંકાઇ જાય છે. પરંતુ પેરીસ કમ્યુનને ઠરીને ઠામ બેસવાનો અવકાશ જ મળ્યો નહિ.

છતાં ય માર્ક્સબાપા ઉમેરે છે કે કમ્યુને ગમે તેટલી ભૂલો કરી હોવા છતાં તેણે તારવેલાં મુખ્ય મુખ્ય સિદ્ધાંતો અમર છે, અચળ છે. કામદારવર્ગની દરેકેદરેક ક્રાંતિ ભવિષ્યમાં પણ આ વાત ફરી ફરી પુરવાર કરી આપશે.

પેરીસ કમ્યુનમાંથી માર્ક્સબાપાએ એક અમૂલ્ય બોધપાઠ લીધો. તે એ કે, 'રાજસત્તા હાથમાં આવતાવેંત જૂના રાજનું માળખું તત્કાળ તોડી નાખવું જોઇએ.'

*

કમ્યુન હારી ગયા બાદ આંતરરાષ્ટ્રીય મજદૂર આંદોલનપર દમનનો કોરડો પૂરજોરથી વીંઝાવા લાગ્યો. સ્પેનની સરકારે યૂરોપની તમામ સરકારોને કામદારો વિરુદ્ધ સંયુક્ત મોરચો માંડવાની હાકલ કરી હતી. ત્યારે સંઘની સભા પહેલાં, માર્ક્સ અને એંગલ્સ જમા-ઉધાર ખાતું મેળવી રહ્યા હતા.

'હું...હું....અંદર જઇશ નહિ. મૂર જનરલ સાથે વાત કરે છે!' લોરાને માર્ક્સબાપાના અભ્યાસખંડમાં જતાં રોકતાં જેનીએ કહ્યું.

'હું ચુપચાપ સીગરેટ મૂકી આવીશ.'

લોરા અંદર આવી ત્યારે એંગલ્સ બોલતો હતો, 'અંગ્રે ટ્રેડ યૂનિઅનો હવે સંઘમાંથી ખસી જવા માગે છે. સંઘની હૂંફવડે પોતાનો 'સુધારાનો ખરડો' પસાર કરાવી લીધા પછી તરત જ તેમણે આ રમત આદરી છે...મામૂલી દુકાનદારોનું માનસ....ગરજ સરે ધક્કો મારે....'

'એમ આકળા થયે ન ચાલે. સરકારી દમન સાથે આંતરિક વિખવાદો વધે એ સ્વાભાવિક છે. ખરો ઉપાડો તો બાકુનીને લીધો છે. સહકારી મંડળીઓ સ્થાપી ક્રાંતિ વિના રાજ લેવાની તેની વાતો લોકપ્રિય બનતી જાય છે....'

'અને તમારી વિરુદ્ધ ગંદો પ્રચાર કરતાં પણ અચકાતા નથી. મૂરના અંગત જીવન પર એ લોકો કાદવ ફેંકે છે... લોરાથી બોલાઈ ગયું.

બન્ને મિત્રોએ ત્યારે જ જાણ્યું કે લોરા પણ ખંડમાં હાજર છે.

'વાહ, તું પણ અજબ છે. જનરલને માત્ર સિગરેટ આપીને જ પાછા કાઢવા છે કે શું? જા, થોડો નાસ્તો લઈ આવ જોઉં.' માર્ક્સબાપાએ હસીને કહ્યું.

લોરા ગયા બાદ તેમણે ઉમેર્યું, 'લોકનિંદાથી ડરીને કામ નહિ ચાલે. જેનીને અને બાળકોને તો બહુ જ લાગી આવે

છે, પરંતુ તેનો જવાબ આપવામાં પાર્ટીનો સમય અને શક્તિ વેડફાય એ ઠીક નહિ. એક વાર અખતરો કરીને હું પૂરો પસ્તાયો છું. પણ સરકારી મંડળીની દલીલનું આપણે ગંભીર રીતે ખંડન કરવું પડશે. આ મંડળીઓ બહુ જ ઉપયોગી છે તેની ના નથી, પરંતુ મૂડીવાદી ચોકઠામાં તેનો સંપૂર્ણ વિકાસ થવો અશક્ય છે. અને દેશભરનું કામકાજ એ રીતે ન ચાલે ત્યાં સુધી એ બહુ ઉપયોગી નહિ નીવડે. એવું સહકારી રાજતંત્ર મેળવવા માટે જ ક્રાંતિની જરૂર છે. આ વાત લોકો આજે નહિ તો કાલે સમજ્યા વિના નહિ રહે.'

'અને લાસેલીવાદીઓને પણ જવાબ આપવો પડશે. એ લોકો તો પહેલેથી જ રાષ્ટ્રીય સીમામાં રહીને કામદાર ચળવળ ચલાવવાના હિમાયતી હતા. હવે તેમને વધારે હિંમત આવી છે.' એંગલ્સે કહ્યું.

બન્ને મિત્રોની વાતોમાં સંઘની ગંભીર કટોકટીનો પડઘો પડતો હતો. આ કટોકટી સંપૂર્ણ રીતે હલ થાય એવી સ્થિતિ ન હોવાથી, સન ૧૮૭૨માં સંઘનું વડું મથક અમેરિકા લઈ જવામાં આવ્યું. પણ તેને ઉગ્ર મતભેદોથી બચાવી લેવાનો આ કામચલાઉ માર્ગ સફળ ન નીવડ્યો. અમેરિકાની કામદાર ચળવળના મૂળ બહુ ઊંડા ન હોવાથી સંઘ ત્યાં જઈને હળવે હળવે નિષ્ક્રિય બની ગયો.

કાર્લના મૃત્યુ બાદ, એંગલ્સે બીજા કામદાર નેતાઓ જોડે મળીને સંઘને સજીવન કર્યો ત્યારે તેની કક્ષા જુદી હતી. આજે તે 'બીજા આંતરરાષ્ટ્રીય' ને નામે ઓળખાય છે.

## ૧૨ : આખરી દિવસો

'જો....જો પેલી તરફ.... 'જેક સ્ટ્રા' કિલ્લા પરના બાંકડા પર બેઠા છે તે જ.'

'શું કહો છો તમે! આવો મુલાયમ વૃદ્ધ....'

'હા, એ જ છે તમારો 'લાલ આતંકવાદી દાક્તર !'

લંડનમાં રળિયામણાં હેમસ્ટેડ હીથ પર ટહેલતાં સહેલાણીઓમાંથી એક જણ માર્ક્સબાપા તરફ આંગળી ચીંધી બોલ્યો.

પેરીસ કમ્યુન પછી લોકોએ તેમને આ નવું નામ આપ્યું હતું.

આંતરરાષ્ટ્રીય સંઘનું કામકાજ ઢીલું પડી ગયા બાદ માર્ક્સબાપા ફરી પોતાના અભ્યાસમાં ગૂંથાઈ ગયા હતા. કેપીટલના બીજા અને ત્રીજા ભાગની તૈયારીઓ કરવા જતાં રશીયન સમાજનો ઈતિહાસ જાણવા માટે રશીયન ભાષા પણ તેમણે શીખવા માંડી હતી. પરંતુ તેમને માટે આ તો પાશેરામાં પેલી પૂણી હતી. યૂરોપમાં જુદાં જુદાં દેશોમાંથી તેમને થોકબંધ પત્રો આવતા. જાણીતા તેમ જ અજાણ્યા

નવલોહીયા કામદાર તેમની સલાહ માગતા અને પેરીસના અનેક નિર્વાસિતો પણ તેમનું ઘર શોધતા આવતા. તેમને 'લાલ દાક્તર'ને ઘેર આશરો મળ્યા વિના રહેતો નહિ.

માર્ક્સબાપાનો કુંવારો મિત્ર વીલહેલ્મ વુલ્ફ મરતી વખતે પોતાની મિલ્કત માર્ક્સકુટુંબને નામે મૂકી ગયો હોવાથી હવે નાણાંની સંકડામણ સહેજ ઓછી હતી. રાતોરાત ઉજાગરા કરી કપડાં ધોતી, સાંધતી અને થીગડાં દેતી લેનચેન હજી એવી ને એવી જ રહી હતી. માંદાની તે માવજત કરતી. મંદવાડે જેનીનું કૌવત હરી લીધું હતું. પરોણાગત કરવામાં તેને થાક લાગતો હતો, છતાં ય દરવાજે આવેલ અતિથિને તેનું મોહક સ્મિત આવકાર્યા વિના રહેતું નહિ.

હેમસ્ટેડ હીથ એ માર્ક્સબાપાનું માનીતું સ્થાન હતું. આજથી એંશી વરસ પહેલાં ય તેની ચડઉતાર લીલીછમ ટેકરીઓ દર રવિવારે થોકબંધ લંડનવાસીઓને પોતાની તરફ આકર્ષતી હતી.

આજે પણ રવિવાર હતો. છતાં 'મૂર' સાથે તેની પુત્રીઓ ફરવા આવી નહોતી. જુવાન જેની હવે બાપની પ્રતિમા જેવી લાગવા માંડી હતી. લૌરામાં માતાના અણસાર હતા. અને એમની લાડકડી તુસી–એલીનોર–પણ હવે જુવાનીમાં પ્રવેશ કરી રહી હતી.

સન ૧૮૭૨માં જેનીના લગ્ન થઈ ચૂક્યા હતા. તેનો પતિ ચાર્લ્સ લોંગ પેરીસ કમ્યુનનો માજી ધારાસભ્ય અને

કમ્યુનના પત્રનો તંત્રી હતો. નિર્વાસિત બની તે 'લાલ દાક્તર'ને ત્યાં આવ્યો અને જેની સાથે મુલાકાત થઇ. લગ્ન બાદ દીકરી અને જમાઇ, માર્ક્સબાપાની સલાહ લઇને ફ્રેંચ-સ્પેનની સરહદ પર જઈને વસ્યા હતા.

પરંતુ મોટા જમાઈકરતાં લોરાનો પતિ લા ફાર્ગ માર્ક્સ કુટુંબ સાથે વધારે હળીમળી ગયો. કમ્યુનના આ સૈનિકે લંડન આવી લોરા સાથે લગ્ન કર્યા પછી દાક્તરની પ્રેક્ટિસ શરૂ કરી હતી. પરંતુ ઉપરાછાપરી બે બાળકો મરી ગયા બાદ તેમનું મન દાક્તરી પરથી ઉતરી ગયું અને તેમણે છાપખાનું ખોલ્યું. ત્યારે સાસુએ મીઠી મજાક કરી હતી, 'જમાઈરાજ અશ્વિનીકુમારનો સાથ છોડી દે છે તે સારું નથી હોં !'

કમ્યુનનો બીજો એક સૈનિક,લી સાગરે તુસીના પ્રેમમાં પડ્યો હતો. શરૂઆતમાં તુસીને તે ગમતો પણ ખરો; પરંતુ માર્ક્સબાપાને વારંવાર એમ લાગ્યા કરતું કે આ જોડીનો મેળ નહિ ખાય. આખરે બન્યું પણ તેમ જ. માબાપના મૃત્યુ સુધી તુસી કુંવારી જ રહી.

હવે ક્રિસમસના તહેવારો પાસે આવતા હતા. દીકરીઓને સાસરે મોકલવાની ભેટો તૈયાર થતી હતી. લેનચેને જેનીના દીકરા એડી (એડગર) માટે ખાસ બાબાસૂટ ગૂંથ્યો હતો. તેને શોભે એવી ટોપીઓ ત્રણે ય ભાણેજો માટે ગૂંથી આપવાનું તુસીએ માથે લઇ લીધું.

બેસતા વરસને દિવસે બાળકો સૌથી પહેલાં દાદા-દાદી તરફથી આવેલું પાર્સલ ખોલતાં. તેમની નાની માસીબા અને લેનચેન દાદી તેમને કદી ય નિરાશ થવા ન દેતા. અને એટલે જ આજે રવિવાર હોવા છતાં ય તુસી મૂર સાથે ફરવા આવી નહોતી.

દીકરીઓની જગા આજે એંગલ્સે લીધી હતી. સન ૧૮૭૦માં મેંચેસ્ટરથી નિવૃત્ત બની તેમણે લંડનમાં વસવાટ કર્યો ત્યારે માર્ક્સકુટુંબમાં અનેરો ઉમંગ છવાઈ ગયો હતો. સદાય મિલન માટે આતુર રહેતાં મિત્રો હવે કાયમના પાડોશીઓ બન્યા હતા. એક ઘરેથી બીજે ઘરે ચાલીને જતાં ફક્ત દસ જ મિનિટ લાગતી. સૂરજ પશ્ચિમમાં ઉગે તો ભલે, પણ બન્ને મિત્રો કોઇ દિવસ ન મળે એવું બને જ નહિ. સંજોગોવશાત્ બન્નેમાંથી એકને જો બહાર-ગામ જવું પડે તો ફરી પત્રવ્યવહાર ચાલુ થઇ જતો.

અને તેમના જીવનના આથમતા પહોરમાં પણ આવા કારણો આવ્યા વિના ન રહ્યા. માર્ક્સબાપાની તબિયત હવે તદ્દન લથડી ગઇ હતી. સન ૧૮૭૩માં તો તેમનો માથાનો દુઃખાવો એટલો બધો વધી ગયો કે તેમની વાંચવા-લખ-વાની ઇચ્છા જ મરી ગઇ હતી. માર્ક્સબાપા માટે આ સ્થિતિ ભયંકર હતી. એંગલ્સના એક નિષ્ણાત મિત્રે તેમની સાર-વાર કરી. માથાનો રોગ તો ગયો, પરંતુ દમનું શું ? લંડનની ભેજવાળી હવા તેમને માટે ખતરનાક હોવાથી, સન ૧૮૭૭ સુધીમાં તેઓ ત્રણ વાર યૂરોપ (કાર્લસબાદ)

હવાફેર માટે જઇ આવ્યા. પરંતુ સન ૧૮૭૮થી જર્મન સરકારે ત્રાસવાદી પ્રવૃત્તિનું ખોટું બહાનું કાઢી, માર્ક્સબાપા માટે યૂરોપના દરવાજા બંધ કરી દીધા.

હવે લંડનમાં રહ્યા સિવાય છૂટકો નહોતો. હવાફેરથી તેમની તબીયત સુધરી હતી. તદ્દન આરામથી રહે તો હજીપણ લાંબું જીવન જીવવાની શક્યતા હતી. પરંતુ એકવાર મંદવાડથી ઉઠ્યા બાદ માર્ક્સબાપા તો બમણાં ઉત્સાહથી અભ્યાસમાં પરોવાઇ ગયા. મોડી રાતના ઉજાગરા ફરી શરૂ થયા. સવારે આઠ-નવ વાગે ઉઠીને કડક કૉફી પીતા પીતા છાપું વાંચી, તેઓ જે અભ્યાસખંડમાં પૂરાતા તે જમવા વખતે જ ત્યાંથી બહાર નીકળતા. પછી બપોરના બે કલાકની વામકુક્ષિ કરતા. અને સાંજે બહુ બહુ તો હેમસ્ટેડ હીથ સુધી ફરવા આવતા.

અને આજે પણ એંગલ્સ જોડે ફરતાં ફરતાં આવીને તેઓ બાંકડા પર બેઠાં ત્યારે લંડનને ખીજવતી સંધ્યા ધીમે ધીમે સરી જતી હતી.

'ગોથા પ્રોગ્રામ પરની આપણી ટીકા હવે લીબનીખ્તને મળી ગઇ હશે. ખરું ?' એંગલ્સે પૂછ્યું.

'હં....હા. પણ બીજો ઉપાય જ નહોતો.' આથમતી સંધ્યામાં માર્ક્સબાપા દૂર દૂર જોઇ રહ્યા. સન ૧૮૫૦માં જર્મન કામદાર નેતા લીબનીખ્ત લંડન આવ્યો ત્યારથી તે માર્ક્સનો પરમ ભક્ત બની ગયો હતો. આ જ બાંકડાઓ પર બેસીને ગુરુ-શિષ્યે અનેક ચર્ચાઓ કરી હતી.

'લીબનીખ્ત આજે જર્મન ચળવળને મોખરે છે. તેણે ગોથા શહેરમાં લાસેલીવાદીઓ જોડે સંયુક્ત પરિષદ ભરી તે સમજ્યો, પણ આવો તકવાદી કાર્યક્રમ મંજૂર કરીને આપણા હાથ તો ન જ બાંધવા દેવાય.' એંગલ્સે કાર્લની વિચારમાળા સાથે એક અંકોડો જોડ્યો.

'હા, સિદ્ધાંતોની બાંધછોડ આપણને ન શોભે. કામદાર એકતા જરૂરી છે. પરંતુ તેમના મગજ ચકડોળે ચડાવવા માટે જ બાંધેલી એકતા શા કામની? આગળ કેવી રીતે ચાલવું તેની ચોખવટ અત્યંત જરૂરી છે.'

'લાસેલીવાદીઓ આપણી નક્કર સડક છોડી કાદવીઆ ચીલામાં ખૂંચી ગયા છે. ત્યાંથી નીકળવા તે તૈયાર હોય તો જરૂર આપણે તેમને મદદ કરવી જોઈએ. પણ આપણા લીબનીખ્તને તેમનો વિરહ એટલો અસહ્ય થઈ પડ્યો કે ગોથા પરિષદમાં જઈને તેણે ઊંધું જ બાફી માર્યું. એની નીતિનો અર્થ એ જ થાય છે કે લાસેલીવાદીઓ કાદવ છોડી નક્કર સડક પર ચાલવા માગતા નથી તો આપણે જ તેમના કાદવીઆ ચીલે ચાલવા માંડીએ.'

'અને એવી કાદવની એકતાથી કામદાર ચળવળ આગળ ધપવાને બદલે, પૂરેપૂરી કાદવમાં જ ખૂંચી જશે.' માર્ક્સ-બાપાએ કહ્યું.

એંશી વરસ પહેલાંની એ આથમતી સાંજે ભવિષ્યમાં તમામ નામધારી સમાજવાદીઓને માર્ક્સબાપાએ તમતમતો જવાબ આપી દીધો,

હવાફેર માટે જઇ આવ્યા. પરંતુ સન ૧૮૭૮થી જર્મન સરકારે ત્રાસવાદી પ્રવૃત્તિનું ખોટું બહાનું કાઢી, માર્ક્સ બાપા માટે યૂરોપના દરવાજા બંધ કરી દીધા.

હવે લંડનમાં રહ્યા સિવાય છૂટકો નહોતો. હવાફેરથી તેમની તબીયત સુધરી હતી. તદ્દન આરામથી રહે તો હજીપણુ લાંબું જીવન જીવવાની શકયતા હતી. પરંતુ એકવાર મંદવાડથી ઉઠયા બાદ માર્ક્સબાપા તો બમણાં ઉત્સાહથી અભ્યાસમાં પરોવાઇ ગયા. મોડી રાતના ઉજાગરા ફરી શરૂ થયા. સવારે આઠ-નવ વાગે ઉઠીને કડક કૉફી પીતા પીતા છાપું વાંચી, તેઓ જે અભ્યાસખંડમાં પૂરાતા તે જમવા વખતે જ ત્યાંથી બહાર નીકળતા. પછી બપોરના બે કલાકની વામકુક્ષિ કરતા. અને સાંજે બહુ બહુ તો હેમસ્ટેડ હીથ સુધી ફરવા આવતા.

અને આજે પણ એંગલ્સ જોડે ફરતાં ફરતાં આવીને તેઓ બાંકડા પર બેઠાં ત્યારે લંડનને ખીજવતી સંધ્યા ધીમે ધીમે સરી જતી હતી.

'ગોથા પ્રોગ્રામ પરની આપણી ટીકા હવે લીબનીખ્તને મળી ગઇ હશે. ખરું ?' એંગલ્સે પૂછ્યું.

'હં....હા, પણ બીજો ઉપાય જ નહોતો.' આથમતી સંધ્યામાં માર્ક્સબાપા દૂર દૂર જોઇ રહ્યા. સન ૧૮૫૦માં જર્મન કામદાર નેતા લીબનીખ્ત લંડન આવ્યો ત્યારથી તે માર્ક્સનો પરમ ભક્ત બની ગયો હતો. આ જ બાંકડાઓ પર બેસીને ગુરુ-શિષ્યે અનેક ચર્ચાઓ કરી હતી.

છીછરું મન...આમ તો ચોટલી બાંધીને ચોપડીને ચોંટી જાય છે, ને સંખ્યાબંધ આંકડાઓ ય ભેગા કરે છે, પણ એમાંથી નખ જેટલું ય જ્ઞાન પામતો નથી. અને તેના અંહકારથી તો ભાઈ તોબા !'

'પણ શરાબ ખૂબ પી શકે છે !' જેની વચ્ચે પડી.

'એટલે જ એંગલ્સબાપા તેની ગમ્મત કરતા હશે...' આંખો નચાવીને તુસી બોલી. 'બા, તને યાદ છે, પહેલી વાર આ કોટસ્કી સાહેબ મૂરને મળવા આવ્યા ત્યારે મૂરે તેને શું પૂછ્યું હતું ?' 'લે ને, હું જ કહું' માકર્સબાપાએ હસીને કહ્યું 'મેં પૂછ્યું કે તમારામાં તમારી માતાના અણુસાર તો નથી ને ? ત્યારે તેણે કહ્યું કે ના.'

'અને મૂરે તેની દેખતાં તેની માતાને અભિનંદન આપ્યા!' તુસીએ પૂરું કર્યું.

'પણ એવી મજાકમાં કોટસ્કીની જાડી બુદ્ધિને સમજ નહિ પડે.' માકર્સબાપાએ કહ્યું.

'બસ બહુ થયું. મારું તો આખું કુટુંબ જ અટકચાળું છે...' જેનીએ વહાલ ભર્યો છણકો કરી ઊંડો દમ ખેંચ્યો.

'બા, થાકી ગઈ ?' તુસી દોડીને તેની પથારી પર બેસી ગઈ. જેનીના ઓશીકા ઠીકઠાક કરી માકર્સબાપા તેના પગ દાબવા લાગ્યા.

સન ૧૮૭૮ થી જેની બીમાર હતી. દાક્તરોએ કહી દીધું હતું કે તેને કેન્સરનો રોગ લાગુ પડયો છે. આજે

૧૮૮૧નું વરસ ચાલતું હતું. જેનીનો રોગ મટવાની કોઈ આશા રહી નહોતી. કેન્સરની ભયંકર યાતનાઓ તે હસતે મોઢે સહેતી હતી. પરંતુ માર્ક્સબાપાના ગાત્ર ઢીલાં પડી ગયા હતા. કશા કામમાં તેમનું મન ચોંટતું નહિ, ત્યારે બીજ-ગણિતના દાખલાઓ ગણવાની તેમને ટેવ હતી. જેનીની પથારી પાસે બેસીને એમણે ગણિતના ઘણાં નવા કોયડાઓ ઉકેલી નાખ્યાં.

'બાળકો વિના ઘર ખાલી લાગે છે.' જેનીએ નિસાસો નાખ્યો.

બીમાર માતાને જોવા માટે ફ્રાન્સથી તેની મોટી દીકરી અને જમાઈ પોતાના ત્રણ બાળકો જોડે આવીને બે દિવસ પહેલાં જ પાછાં ગયા હતા. જેનીને પોતાના પૌત્રો-જીન, હેરી અને એડીની ખોટ સાલતી હતી.

'હા. હું જ્યારે શેરીમાંથી બાળકોનો અવાજ આવતો સાંભળું છું ત્યારે મને એમ જ થાય છે કે આપણા જ્હોની, હારા અને શ્રીમાન્ 'ચા' જ આવ્યા છે....' દાદાજીએ દાદીના સૂરમાં સૂર પૂરાવ્યો.

માર્ક્સબાપાને હુલામણના નામો શોધી કાઢવામાં ખૂબ મજા પડતી. ખાઉધરો એડગર હંમેશાં ચા માગ્યા કરતો હોવાથી તેનું નામ પાડ્યું હતું 'ચા.'

'તમને યાદ છે? આપણે પેરીસમાં હતા ત્યારે તમે અને જેની જીનને સાથે લઈને તેને માટે નવો સૂટ ખરીદી

લાવ્યા હતા તે! અમે તો તેને ઓળખી જ ન શક્યા. મને લાગ્યું કે આ નાનકડો મૂછીદાર સદ્‌ગૃહસ્થ આપણે ત્યાં ક્યાંથી ભૂલો પડ્યો!....'

'અરે, એ તો બધા ખેપાનીના પીર છે.' જેનીને દવા પાવા માટે આવેલી લેનચેને ઉમેર્યું, 'એડગરે ચૉકલેટ છે એમ સમજીને કલેજીના ટુકડા મોંમાં નાખ્યાં. પાછળથી ભૂલ સમજાઇ, પણ સુધારે તે બીજા. આપણા ભાઈશેઠ તો કાચી ને કાચી કલેજી ચાવી ગયા!'

'અરે હા....' દાદાજી પણ ઉત્સાહમાં આવી ગયા, 'મેં એનું નામ 'વરૂ' પાડ્યું ત્યારે એ મહાશયને એટલું સખત માઠું લાગ્યું કે મારે તે બદલાવીને 'ચા' પાડવું પડ્યું....'

જેનીએ અચાનક નિસાસો નાખ્યો અને બોલી ઉઠી, 'મારે ત્યાં જવું છે. જેનીને પૂરા દિવસ થઇ ગયા છે. તેના નવા બાળકનું મારે મોં જોવું છે.'

જેનીનો પડતો બોલ ઉપાડતું પ્રેમાળ કુટુંબ એ 'મહાન આગંતુક'ને મળવા જવાની તૈયારી કરવા લાગ્યું. દાક્તરોએ પણ રજા આપી. કારણ કે, જેની હવે બહુ દા'ડા કાઢે તેમ નહોતી, તેની કોઈ પણ ઇચ્છાની આડે આવવાથી કશો લાભ નહોતો.

જેની હુકમો છોડતી. તુસી દોડી દોડીને તેનો અમલ કરતી. ચારે બાળકો માટે ભેટ-સોગાદોનો મોટો ઢગલો થયો. છતાં ય માતાના જીવને ધરપત નહોતી. તેણે ફ્રાન્સમાં

કાગળ લખીને પુછાવ્યું કે સુવાવડા ઘરમાં શાની જરૂર છે છે તે લખે.

આખરે કાકલો ફ્રાન્સ ભણી રવાના થયો. ત્યાંથી પાછાં ફરતી વખતે માર્ક્સના રોગે ફરી ઉથલો માર્યો. એ દિવસોનું વર્ણન કરતાં તુસી લખે છે, 'આ બહારના મોટા ઓરડામાં અને મૂર તેની બાજુનાં નાના ખંડમાં પથારીવશ છે. એકબીજામાં તદ્દન ઓતપ્રોત બની ગએલ આ બે જીવ આજે એક ઓરડામાં રહી શકતા નથી....'

'મૂર સાજા થવા લાગ્યા. પથારીમાંથી ઉઠવા જેટલી તેમનામાં શક્તિ આવી, એ સવાર હું કદી ય નહિ ભૂલું. એ હળવે હળવે બાના ખંડમાં આવ્યા. કેમ જાણે સુવાન જોડું લાંબા વિયોગ બાદ ફરી મળતું ન હોય !....સ્નેહભીની મુગ્ધા અને પ્રેમઘેલો જુવાન હાથમાં હાથ નાખી જીવનનો પંથ સાથે કાપવા માટે પગલું ભરતાં હોય એવો એ દેખાવ હતો. કોઇને પણ એમ ન લાગત કે ખખડી ગએલ ડોસો મોતને ઉંબરે ઊભેલી ડોશીની વિદાય લઇ રહ્યો છે.'

'પણ ખરી રીતે તો આ બધી આખરી વિદાયની જ તૈયારીઓ હતી. એક દિવસ જેની માર્ક્સબાપાના વાળ પંપાળતા પંપાળતા કહેતી હતી, 'દરેક દિવસ પોતાની સાથે નાનકડા આનંદો અને મહાન સંકટો લેતો આવે છે. રોજિંદા ...ી નજીવી ચિંતા અને નાના-મોટા દુઃખો માણસની વહારે ધાય છે. અંતરના ઊંડાણની મહાન વેદનાની ધાર તે

ભુક્કો કરી નાખે છે. રોજબરોજની ચિંતામાં જાણેઅજાણે આપણા મોટા દુઃખો ભૂલી જવાય છે. કર્નલ મૂશ ગયો ત્યારે આપણને લાગ્યું'તું કે પ્રલય જ આવી ગયો. પરંતુ હળવે હળવે રોજબરોજના નાનકડાં સુખદુઃખો અનુભવવાની શક્તિ ફરી જાગવા માંડી. માણસ આવી જ રીતે જીવે જાય છે....શાશ્વત શાંતિમાં પોઢી ન જાય ત્યાં સુધી....'

માકર્સબાપાથી હવે ન રહેવાયું. તેમણે અચાનક વાત બદલાવી, 'ચાલ, આપણે શેક્સપીઅર વાંચીએ—'

'ના, આજે તો શેલી અથવા બાયરન સંભળાવો !' બાલમિત્રની ચાલ સમજી જેનીએ પણ ભાવ બદલ્યો.

'એક વાત કહું ?' મિત્રે મસલત કરી.

'કહો !' જેની હસી પડી.

'શેલી અને બાયરન બન્નેએ પહેલી ફ્રેંચ ક્રાંતિને આવકારી હતી. પરંતુ આજે જો તે જીવતા હોત તો બાયરન ક્રાંતિનો દુશ્મન બનત, પણ શેલી ક્રાંતિને વફાદાર રહેત. તને શું લાગે છે ?'

પરંતુ જેની જવાબ આપે તે પહેલાં તુસીએ બહારથી આવી માકર્સના હાથમાં એક અંગ્રેજી માસિકનો ડિસેંબર અંક મૂકી દીધો.

'લો, આમાં બેલફર્ટ બાક્સે મૂરના ખૂબ વખાણ કર્યાં છે.' એટલું કહીને તુસી ખડખડાટ હસી પડી.

'મારે એ સાંભળવા છે. પહેલાં એ જ વાંચો.' જેનીએ હઠ લીધી. એ બેસવા ગઈ ત્યાં પેટમાં કળ આવી એટલે

પાછી પથારીમાં પટકાઇ. માર્ક્સબાપાએ તેને ખોળામાં લઇ લીધી.

જેમ જેમ લેખ વંચાતો ગયો તેમ તેમ જેનીની આંખ ચમકવા લાગી. તે બોલી, 'મારે આજે તમારી સીગરેટ સળગાવવી છે. તમે કેપીટલ લખતી વખતે કેટલી સીગરેટો પીધી હતી તે યાદ છે ?' ત્યારે તમે કહ્યું હતું કે 'આ પુસ્તકની કમાણીમાંથી એ સીગારેટોનો ખરચ પણ નહિ નીકળે !'

પોતાની નિંદા થાય કે વખાણ તેની માર્ક્સબાપાને પરવા નહોતી. પણ જેનીની આંખમાંથી ઉભરાતા હરખના આંસુ અણમૂલાં હતા. લોકો હવે પતિના કામની કદર કરવા લાગ્યા છે તેની આગાહી આપનાર લેખકને તેણે ધન્યવાદ આપ્યા.

એ દિવસ હતો—૩૦ મી નવ્હેંબર ૧૮૮૧.

*

તા. ૨૭ ડીસેંબર ૧૮૮૧ને દિન જેની મરી ગઇ. તેના આખરી શબ્દો હતાઃ 'કાર્લ....'

બીમાર કાર્લ જેનીની સ્મશાનયાત્રાએ જંઇ ન શક્યો. બીજા મિત્રો જેનીને લઇ ગયા ત્યારે શોકાતુર પતિએ મોટી પુત્રીને પત્ર લખી તેમાં દિલનો ઉભરો ઠાલવ્યોઃ 'મેં દાક્તરોની આજ્ઞા માની, કારણ કે એ તારી બાની આજ્ઞા હતી. 'બહારના દેખાવને આપણે મહત્વ આપતા નથી' એ તેના શબ્દો હતા. તેણે કોઈ પણ વિધિ કરવાની મના કરી છે...

એ મરી ગઇ ત્યારે એની આંખો વધારે વિશાળ, વધારે સુંદર અને અપૂર્વ તેજસ્વી લાગતી હતી.'

તે જ ઘડીએ જેનીની કબર પર ફૂલ મૂકીને એંગલ્સ બોલતો હતોઃ 'દુનિયામાં જો કોઈપણ એવી સ્ત્રી જન્મી હોય કે જે બીજાને સુખી કરવામાં જ પોતે સુખી રહેતી હોય તો તે આજ સ્ત્રી હતી.'

સ્મશાનથી પાછાં ફરતી વખતે એંગલ્સથી બોલાઇ ગયુંઃ

'આજે આપણો મૂર પણ મરી ગયો !'



અને એ વાત સાચી જ હતી. હવે માર્ક્સબાપા માત્ર મરવાને વાંકે જ જીવતા હતા.

દાક્તરોએ એમને હવાફેર કરવા માટે સ્પેન મોકલાવ્યા, પણ તેમની શરદી અને પ્લુરસી વધી પડયાં. ત્યાંથી એ જેનીને ત્યાં ગયા. બાળકોના સહવાસમાં મન પ્રફુલ્લિત બન્યું. તબિયત સુધરવા લાગી. ત્યાંથી લોરાને મળવા માટે જીનીવા જઇને લંડન પાછા ફર્યા, ત્યારે તેઓ કામે ચડવા આતુર હતા. પરંતુ હવે તેમને થોડી થોડી વારે થાક લાગતો.

એમને પહેલેથી જ નોવેલો વાંચવાનો શોખ હતો. સાહિત્યની પારખ એ સાંકડે ત્રાજવે તોળી કરતા નહિ. પણ એ 'કલા ખાતર કલા'ના સિદ્ધાંતમાં માનતા નહિ. પરંતુ હવે તો એ બાલઝાકની માનીતી નોવેલો પણ પૂરી વાંચી નહોતા શકતા. એમનું દિલ ઓલવાઇ ગયું હતું.

એટલામાં તા. ૧૧મી જાનેવારી ૧૮૮૩નો દિવસ મોટી પુત્રીના મોતના સમાચાર આપી, તેમના પર જીવલેણ હુમલો કરતો ગયો. આ વાત સાંભળી તેમણે જે બિછાનું પકડયું તે આખર સુધી ન છોડયું. શરૂઆત શરદી ઉધરસથી થઈ. કશું ગળે ન ઉતરતું. તેમને દૂધ તરફ ખૂબ જ અણગમો હોવા છતાં હવે તેમને માત્ર દૂધ જ પીવું પડતું.

તા. ૧૪મી માર્ચ ૧૮૮૩નો સૂરજ વાદળાંથી ઢંકાઇ ગયો હતો. શનિવારની બપોરે બે વાગે માકર્સને દૂધ પીવડાવી લેનચેન દાદરો ઉતરી ત્યારે એંગલ્સ સામા મળ્યા. વામકુક્ષિ બાદ અઢી વાગે મળવાનો વખત માકર્સ માટે અનુકૂળ હોવાથી એંગલ્સ દરરોજ ત્યારે જ આવતો. 'શું થયું ?' લેનચેનની આંખમાં આંસુ જોઈને એંગલ્સ ગભરાઇ ગયો.

'મૂરને આજે ઠીક નથી' તુસીએ આંસુ લૂછી નાક સાફ કર્યું.

લેનચેને હળવે પગલે દાદરો ચડી માકર્સ બાપાના ખંડમાં ડોકિયું કર્યું ત્યારે એ ઢાગાનીંદરમાં હતા. તેણે આવી એંગલ્સને કહ્યું, 'ચાલો !'

બધા ઉપર પહોંચ્યા ત્યાં સુધીમાં માકર્સબાપાનો જીવનદીપ બુઝાઈ ગયો હતો. મૂર આરામખુરશીમાં પોઢી ગયો હતો–પણ કાયમને માટે.

આ આરામખુરસી એંગલ્સે પોતાના ખંડમાં આખર સુધી સાચવી રાખી હતી.

તા. ૧૭મી માર્ચ ૧૮૮૩ને દિન લંડનનાં પરા હાયગેટના કબ્રસ્તાનમાં જેનીની કબર પાસે માર્ક્સબાપાને દફનાવ્યા ત્યારે ગણ્યાગાઠયાં મિત્રો જ હાજર હતા. એંગલ્સ તેને વિદાય આપતો હતોઃ

'૧૪મી માર્ચને દિવસે, બપોરે ત્રણ વાગે દુનિયાના સૌથી મહાન વિચારકની ચિંતનશક્તિ બંધ પડી ગઇ.....'

યૂરોપ અને અમેરિકાના મજદૂરવર્ગ તેમ જ ઇતિહાસ શાસ્ત્રમાં પડેલી ખોટ માપવી અશકય છે. થોડા દિવસમાં જ તેનો અનુભવ થઇ જશે.

'ડાર્વિને જેમ સજીવ કુદરતના વિકાસ-નિયમો શોધ્યા હતા તેમ માર્ક્સે માનવઇતિહાસના વિકાસ-નિયમો શોધ્યા છે. આજ સુધી સિદ્ધાંતોના જાળાંમાં અટવાઇ ગએલ સાદી વાત તેણે શોધી કાઢી તે એ કે માણસ રાજકારણ, વિજ્ઞાન, કળા કે ધર્મમાં રસ લેતો થાય તે પહેલાં તેણે ખાવુંપીવું જરૂરી છે. તેને રહેવા ઘર અને પહેરવા કપડાં મળે એ જરૂરી છે. એટલા ખાતર જીવનને જરૂરી એવા ભૌતિક સાધનો તેને પેદા કરવા પડે છે. પરિણામે કોઇ પણ પ્રજા યા તો સમાજનો આર્થિક વિકાસ જે કક્ષાએ પહોંચ્યો હોય, તેના આધારે જ રાજકીય સંસ્થાઓ, ન્યાયના સિદ્ધાંતો, કલા અને ધર્મના વિચારો પણ ફાલે-ફૂલે છે. પહેલી વાતને આધારે જ બીજી વાતો સમજાવી શકાય તેથી ઊંધી રીતે નહિ.

આધુનિક મૂડીવાદી પદ્ધતિનું ઉત્પાદન અને તેણે પેદા કરેલી મૂડીવાદી સમાજ, જેને આધારે ચાલે છે એ નિયમ પણ માર્ક્સે શોધી કાઢયો. તેણે 'વધારેની કિંમત'નો ભેદ ઉકેલી એવા અંધારા પર પ્રકાશ ફેંકયો કે જ્યાં આજ સુધીનાં તમામ મૂડીવાદી તેમ જ સમાજવાદી અર્થશાસ્ત્રીઓ ગોથાં ખાતા હતા.

આવી બે શોધ કોઇ પણ એક જીવન માટે પૂરતી છે. એમાંની એક શોધ પણ કરી શકે એ માણસ ભાગ્યશાળી છે. પરંતુ માર્ક્સે જે જે ક્ષેત્રોમાં સંશોધન કર્યું (–તેણે અનેક ક્ષેત્રોમં શોધ કરી છે. તેની એક પણ શોધ માત્ર ઉપર ઉપરની છીછરી નહોતી.) તે તે ક્ષેત્રોમાં તેણે સ્વતંત્ર શોધ નોંધાવી છે. ગણિતશાસ્ત્રમાં પણ તેણે નવું જ્ઞાન ઉમેર્યું છે.

એવા એ મહાન વૈજ્ઞાનિક હતા. પરંતુ આ તો તેમના વ્યક્તિત્વની માત્ર એક જ બાજુ છે. માર્ક્સ, વિજ્ઞાનને એક સર્જનશીલ, ઐતિહાસિક અને ક્રાંતિકારી બળ ગણતો. વાસ્તવિક જીવન પર તત્કાલ અસર ન થાય એવી શોધો કરી વૈજ્ઞાનિક સિદ્ધાંતોમાં નવું જ્ઞાન ઉમેરાતું જોઇને તેને આનંદ જરૂર થતો, પરંતુ ઉદ્યોગ-ધંધા પર સીધી અસર કરી ઇતિહાસના વહેણ પલટાવતી શોધોમાં તેમને વિશેષ રસ હતો.

'કારણ કે માર્ક્સ ક્રાંતિકારી હતા. મૂડીવાદી સમાજ અને તેની રાજસત્તાને ઉથલાવી પાડવામાં એક યા બીજા

પ્રકારે સહકાર આપવો એ તેના જીવનનું ધ્યેય હતું. કામદારવર્ગને તેનું વર્ગસ્થાન અને વર્ગ જરૂરિયાતો વિશે જાગૃત કરનાર, અને કેવા સંજોગો વચ્ચે તેની મુક્તિ સંભવિત છે એ બતાવનાર સૌથી પહેલો પથદર્શક માર્ક્સ જ હતો. એ લડતમાં ઝંપલાવતો ત્યારે તેની તમામ શક્તિઓ ખીલી ઉઠતી. એ જે જોશ, એકાગ્રતા અને સફળતાપૂર્વક લડી શકતો—એવા લડનાર બહુ થોડાં હોય છે....'

'અને એટલે જ માર્ક્સ, સમકાલીન યુગની સૌથી વધારે વગોવાએલ અને નિંદાએલ વ્યક્તિ હતી. આપખુદ તેમ જ પ્રજાસત્તાકવાદી સરકારોએ તેને હદપાર કર્યો. સનાતની તેમ જ પહેલા નંબરના લોકશાહી મૂડીદારોએ માર્ક્સને બદનામ કરવામાં એકબીજા સાથે હરીફાઈ આદરી. પરંતુ માર્ક્સ, આ બધા વિરોધ અને દમનને ભીંતને વાઝેલાં જાળાંની જેમ એક તરફ ખસેડી નાખતો—નછૂટકે જ તેના જવાબો આપતો.

અને આજ તે આ સંસારમાં નથી. સાયબેરીયાની ખાણોમાંથી માંડી કેલીફોર્નિયા સુધી, યુરોપ અને અમેરિકાના બધા જ ભાગોમાં તેના લાખો ક્રાંતિકારી સાથીઓ તેને ચાહતા હતા, તેનું સન્માન કરતા હતા, અને આજે તેની પાછળ આંસુ સારી રહ્યા છે. હું એ દાવો કરી શકું છું કે તેના અનેક વિરોધીઓ હોવા છતાં તેનો એકપણ અંગત દુશ્મન નહોતો.

'તેનું નામ જુગ જુગ જીવશે, અમર રહેશે, અને તેનું કામ પણ.'

*

અને આજ સુધીનો ઇતિહાસ એંગલ્સની ભવિષ્યવાણીનો બોલેબોલ સાચો પાડે છે. આજે દુનિયાની અડધોઅડધ પ્રજા તેમણે ચીંધેલે માર્ગે જમીન પર સ્વર્ગ ઉતારવામાં મશગૂલ બની છે. બાકીનો અડધો ભાગ માર્ક્સબાપાના નેજાતળે, એવું નવસર્જન નિર્માણ કરવાની શક્યતાઓ ઊભી કરવા માટે ક્રાંતિને પંથે આગળ ધપી રહી છે.

માનવજાતિની આવતી કાલ, માર્ક્સબાપાના નામ સાથે સંકળાએલી છે. અને સદાય રહેશે જ.

